# સરસ્વતી ગ્રન્થમાલાનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | વીર વલ્લભભાઈ | મહાદેવ દેસાઈ |
| ૨ | રાજાજીની વાતો | રાજગોપાલાચારી |
| ૩ | અમેરિકાનું સ્વાતંત્ર્યયુદ્ધ | જીવણલાલ દિવાન |
| ૪ | જાતકકથા સંગ્રહ—ભા. ૧ | ધર્માનંદ કોસામ્બી |
| ૫–૬ | ક્રાન્તિ | પીટર ક્રોપોટકિન |
| ૭ | ક્રાન્તિકારી લગ્ન | જેકોફ પ્રેલૂકર |
| ૮ | '૧૮૫૭' | ચુનીલાલ બારોટ |
| ૯–૧૦ | ઇટાલીનો મુક્તિયજ્ઞ | નરસિંહભાઇ પટેલ |
| ૧૧ | ગરીબની હાય | શ્રી. પ્રેમચંદજી |
| ૧૨–૧૪ | વીરની હાકલ | સરદાર વલ્લભભાઈ |
| ૧૫ | દારૂનિષેધ અને સ્વરાજ | મગનભાઈ દેસાઈ |
| ૧૬ | ગાંધીકૂચ (આલ્બમ) | રસિકલાલ પરીખ |
| ૧૭ | બારડોલીની હિજરત | ગિજુભાઇ બધેકા |
| ૧૮ | પૂજારીને પગલે | જયસુખલાલ મહેતા |
| ૧૯ | લાલ ટોપી | મોહનલાલ ભટ્ટ |
| ૨૦ | બોરસદની વીરાંગનાઓ | ગિજુભાઇ બધેકા |
| ૨૧ | અયોધ્યા ઓહિયાં | છગનલાલ જોષી |
| ૨૨ | લૂંટાતું હિંદ | જેઠાલાલ ગાંધી |
| ૨૩–૨૫ | પચાસ વર્ષ પછી— | રામનારાયણ ના. પાઠક |
| ૨૬ | ગુફાનું કમળ | જીવણલાલ ચાંપાનેરીઆ |
| ૨૭ | ક્રાન્તિને માર્ગે | પ્રભાકર ભિખારીલાલ |

સરસ્વતી



ગ્રન્થમાલા





# ક્રાન્તિને માર્ગે

લેખક

પ્રભાકર બિહારીલાલ











પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

વર્ષ ૩ | પુસ્તક સત્તાવીસમું | પુ૦ ૫

સંચાલક અને પ્રકાશક
રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી : પ્રસ્થાન કાર્યાલય : પારસી અગિયારીસામે : અમદાવાદ



પહેલી આવૃત્તિ
*
નૂતનવર્ષ
સં૦ ૧૯૮૮

કિંમત

| વાર્ષિક ફાળે | છૂટક |
| --- | --- |
| ૦–૩–૦ | ૦–૫–૦ |
| ટપાલ ખર્ચ માફ | ટપાલ ખર્ચ જુદું |

મુદ્રક : ચીમનલાલ ઇશ્વરલાલ મહેતા : વસંત મુદ્રણાલય : ઘીકાંટા : અમદાવાદ

# પ્રસ્તાવના

કેટલાક અસ્વાભાવિક સંજોગોમાં હું આ પ્રસ્તાવના લખું છું. ભાઈ પ્રભાકરે પોતાનું લખાણ મને વાંચવા આપ્યું એને ઘણા દિવસો થયા. પણ અનેક પ્રવૃત્તિઓ અને નિવૃત્તિઓને કારણે એ લખાણ હું વાંચી ન શક્યો. પણ પ્રભાકરભાઈની ધીરજ જબરી. અંતે હારીને એ લેખ મુસાફરીમાં વાંચવા માટે મેં સાથે રાખ્યો. પણ કમનસીબે તે જ વખતે કોઇ ચોરભાઇની નજર મારી નાનકડી પતરાપેટી ઉપર પડી અને પ્રભાકરભાઈનું લખાણ ચોરને હસ્તગત થયું. એ લખાણ પાછું મેળવવા ખાતર મેં ગુજરાતી તેમજ મરાઠી છાપાંઓમાં ચોરભાઇને જાહેર વિનંતિ પણ કરાવી. પણ એને દયા ન આવી. પ્રભાકરભાઇને કેટલું દુઃખ થશે એ કલ્પનાથી જ હું અસ્વસ્થ થયો. પણ સદ્‌ભાગ્યે એમની પાસે બીજી નકલ હતી, જે એમને મોઢેથી જ હું સાંભળી ગયો છું. લેખકભાઈની આવી એવડી ઉદારતા તળે દબાઇને પ્રસ્તાવના લખવાનો પ્રસંગ મારા ઉપર કોઈ કાળે આવ્યો ન હતો.

ભાઈ પ્રભાકરે ક્રાન્તિ વિષે ખૂબ વિચાર કર્યા લાગે છે. એમના પ્રથમ પ્રકરણની મારા ઉપર બહુ છાપ ન પડી. ‘ ક્રાન્તિ

અને વિલાસિતા' ઉપરનું લખાણ તો મને શબ્દછળ જેવું જ પ્રથમ ભાસ્યું; પણ આગળ જતાં એમના લખાણની અસર મારા પર વધવા લાગી. અને હું જોઈ શક્યો, કે લેખકે કેટલાએ મૌલિક વિચારો હિંમતથી અને અત્યંત સ્પષ્ટતાથી મૂક્યા છે.

ક્રાન્તિની બાબતમાં પણ વિચારની ધરેડ બંધાઈ ગઇ છે. એ ધરેડમાંથી બહાર જે જાય તે ક્રાન્તિવાદીઓ વચ્ચે ન્યાતબહાર થાય છે. એની બીક પણ રાખ્યા વગર લેખકે પોતાના વિચારો રજૂ કર્યા છે.

આજના જમાનામાં જુસ્સાદાર લખાણથી યુવાનો આકર્ષાય છે અને વ્યક્તિપૂજામાં પડી જાય છે. એની સામે પણ લેખકે વાચકોને ચેતવ્યા છે. છતાં વાચક, લખાણ ઉપરથી લેખકમાં જીવનના જે જુસ્સાની અપેક્ષા રાખે છે તે જુસ્સો અખંડ કેળવવાનો પ્રયત્ન લેખકે કરવો જ રહ્યો; નહિ તો લખાણની અસર જીવન ભૂંસી નાખે છે એવો અનુભવ થવાનો.

કૃત્રિમ શૈલીના આકર્ષણના જમાનામાં ભાઈ પ્રભાકરે સીધી અને પારમાર્થિક ( serious ) શૈલી ગ્રહણ કરી છે, એને માટે એ ધન્યવાદને પાત્ર છે. ક્રાન્તિ વિષેના પોતાના લેખો તરજુમીઆ કે ઉછીના નથી એવી લેખકે ખાતરી આપી એટલે મારે મન એ લખાણની કિંમત ઘણી વધી છે.

ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ
તા. ૨૦-૩-'૩૧

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# નિવેદન

આ પુસ્તક લખ્યે લગભગ બે વર્ષ થયાં. તે પછી આજે તે પ્રસિદ્ધ થવા પામે છે. લાહોર મહાસભા પહેલાં, ડિસેમ્બરની શરૂઆતમાં હું આ લખાણ શ્રી. કાકાસાહેબ કાલેલકરને આપી આવ્યો, અને ઠીક લાગે તો પ્રસ્તાવના લખવા વિનંતિ કરી. પણ તે પછી તો લાહોર મહાસભામાં સંપૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ પસાર થયો અને દેશમાં પ્રચંડ ચળવળ શરૂ થઈ. શ્રી કાકાસાહેબ એ ધમાલમાં આ લખાણ વાંચી ન શક્યા. પછી તો તે જેલમાં ગયા. જેલમાંથી છૂટ્યા પછી તેમણે પહેલી તકે પ્રસ્તાવના લખી આપી.

આ પુસ્તક બે વર્ષ પહેલાં લખાયેલું હોવાથી, તેમાં લખેલી ઘણી બાબતો સત્યાગ્રહની લડત દરમિયાન થઇ ગઈ છે. લડત ચાલતી હતી તે અરસામાં એટલે ૧૯૩૦ ના મે માસમાં ઉપસંહારનું પ્રકરણ લખાયું છે. હવે તો ગાંધી–ઇરવીન સંધિ થવાથી લડત મોકૂફ રહી છે, પણ એ લડત દરમિયાન આપણને જે અનુભવ મળ્યો છે તે ઉપરથી આપણે કાંઇક શીખી શકીએ એમ છે.

સત્યાગ્રહની લડત દરમિયાન એક વસ્તુએ ખાસ ધ્યાન ખેંચ્યું છે: અને તે નેતાપદ. એ વસ્તુ દેખીતી રીતે નજીવી લાગે છે, પણ આખા રાષ્ટ્રની પ્રગતિનું સુકાન કઇ દિશામાં વળશે તેનો બધો આધાર એના પર જ છે. તેથી તે ઘણી જ મહત્ત્વની બાબત છે.

આપણો દેશ ગરીબ છે. દેશના ગરીબોને સ્વરાજ્ય જોડે જેટલો સંબંધ છે તેટલો ધનિકવર્ગને નથી. ગરીબ અને ધનિકનો કદી મેળ બેસે નહિ; કાં તો ધનિકે ગરીબ થવું જોઇએ અથવા તો ગરીબે ધનિક થવું જોઇએ. જો તેમ થાય તો જ તે બંને સમાનતાના ધોરણે કામ કરી શકે.

આપણા ગરીબ દેશ માટે ધનિક સાચો આગેવાન નહિ થઈ શકે. ધનિક, જો ધનિક રહેવા છતાં ગરીબો માટે કાંઈ પણ કરી શકે તો તે ફક્ત સહાયક થઇ શકે. આપણે સહાયક અને આગેવાનનો ભેદ સમજવો જોઇએ. જે માણસ ચળવળનો આગેવાન હોય, જે માણસ ચળવળમાં પૂરેપૂરો રંગાઇ ગયો હોય, તેને ચળવળને અંગે થતા ફાયદા અને નુકસાન બંને હોય છે; જ્યારે સહાયકને ફાયદો મળી શકે છે પણ નુકસાનમાં ખાસ ખમવું પડતું નથી.

આજ આપણા દેશમાં, સત્યાગ્રહની ચળવળ દરમિયાન જે ધનિકો આગેવાન તરીકે ગણાયા છે તે સાચા આગેવાન નથી, પણ સહાયક છે. જો તેમણે સાચા આગેવાન થવું હોય તો તેમણે ધનિક મટી જ જવું જોઇએ. ગરીબનો આગેવાન ગરીબ જ હોય. જ્યાં સુધી નેતા અને અનુયાયીમાં, માનસિક શક્તિ સિવાય બીજી બધી રીતે સામ્ય ન હોય ત્યાં સુધી નેતા અને અનુયાયીનો સાચો સંબંધ હોઇ જ ન શકે.

એક ધનિક જો જેલમાં જાય, તો તેને કુટુંબના વિયોગ સિવાય બીજી હાડમારી નથી. કુટુંબીઓ શું ખાશે અને ક્યાં

રહેશે, તેની તેને ચિંતા નથી. જેલમાં જેને अ વર્ગ કે ब વર્ગ મળે છે, જેલમાંથી છૂટયા પછી તબિયત નાદુરસ્ત લાગે તો હવા ખાવાના કોઇ સુંદર સ્થળે આરામ કરવાની સવડ હોય છે, અને મરજી પડે ત્યારે પોતાનો ધંધો ફરી શરૂ કરી પૈસો કમાવાની તક તૈયાર હોય છે તેની, અને એક ગરીબ સ્વયંસેવક જેને જેલમાં જાય તો કુટુંબના વિયોગ ઉપરાંત સખત હાડમારી હોય છે, સ્ત્રી અને છોકરાં શું ખાશે તેની સતત ચિંતા હોય છે, સ્ત્રી અને છોકરાં કોઈ સ્નેહીને ત્યાં આશ્રિત રહી દિવસ ગુજારશે, કદાચ કોઈ આશ્રયદાતા નહિ મળે તો રખડી રઝળી મરી જશે એવો પણ ભય હોય છે; જેલમાં જેને क વર્ગ અને સખત મજૂરી મળે છે, અને જેલનાં કષ્ટ સહન કરી, તૂટેલે શરીરે બહાર આવે ત્યારે આરામ કે શરીર સુધારવાની વાત તો બાજૂએ રહી, પણ આજીવિકાનું સાધન શોધવાની, જેલનિવાસ દરમિયાન કુટુંબ પર સ્નેહીઓએ કરેલા ઉપકારના ભાર સહન કરવાની, અને કુટુંબીઓને ધીરેલાં નાણાં ચૂકવવાની હાય હાયમાં પડી જાય છે--તે બંને વચ્ચે સામ્ય કયાં છે? ધનિક સહાયકો, આગેવાનના રૂપમાં, ગરીબ જનસમુદાયને પોતાને પગલે ચાલવાની જે હાકલ કરે છે, તે અજાણતાં પણ મહાપાપ કરે છે. એ હાકલ એક ભયંકર શબ્દછળ છે.

આપણા દેશનો જનસમુદાય બહુ ગરીબ છે તેમ છેક જ ભોળો પણ છે. ધનિકો થોડો વખત ગરીબો જોડે જમીન પર બેસે, પગે ચાલતા જાય, સૂકો રોટલો અને મીઠું ખાય, તેથી તે મોહમાં પડી જાય છે. સાધારણ રીતે આવી વસ્તુઓ દરેકનાં મન હલાવી મૂકે છે. પણ આવી જાતની પરિસ્થિતિમાં આપણે ધનિકવર્ગની દેશદાઝની સંપૂર્ણ કદર કરતાં છતાં, ગાફેલ ન રહેવું જોઇએ. આપણે નાટક કે તમાશો નથી કરતા, પણ રાષ્ટ્ર-

સંઘટનનું મહાભારત કાર્ય આપણે ઉપાડી લીધું છે. એ કાર્યને અંગેની જવાબદારીનો આપણને સતત ખ્યાલ હોવો જોઈએ. જેમ દ્વેષજનિત કાર્યથી આપણે અન્યાય ન કરીએ, તેવી જ રીતે અમુક સંજોગોમાં, મોહભાવથી પ્રેરાઇ, આપણે છૂટછાટ પણ ન મૂકવી જોઇએ. એવી છૂટછાટ મૂકવાનો આપણને અધિકાર પણ નથી. જો આપણે એવી છૂટછાટ મૂકીએ તો આપણે આપણા આદર્શને બેવફા કહેવાઇએ. તેથી એવા મોહભાવથી આપણી દૃષ્ટિ પર આવરણ ન ચઢવું જોઇએ. ધનિકોને ખોટું લાગે તો ભલે, પણ તેમનું સ્થાન ક્યાં છે તે તેમને આપણે બતાવી દેવું જોઇએ.

ધનિક ભલે આપણી જોડે જમીન પર બેસે, પણ તેને રહેવાને માટે આલેશાન મકાન છે; ભલે તે આપણી સાથે જમીન પર ચાલે પણ જ્યારે મરજી પડે ત્યારે તેને બેસવા મોટર છે; ભલે તે આપણી સાથે સૂકો રોટલો અને મીઠું ખાય, પણ જ્યારે તેનું દિલ ચહાય ત્યારે તે મરજી પડે તે વસ્તુ મેળવી શકે છે—પોતાની આ સ્થિતિનું તેને ભાન હોય છે અને વિશ્વાસ હોય છે. એ વિશ્વાસને લીધે તે બધાં દુઃખો હસતે મોંએ સહન કરે છે. જેમ નાટકના તખ્તા પર ગીચ ઝાડીઓ, વિકરાળ પશુઓ અને ભયંકર પહાડપર્વત અને ખીણોવાળા મહાન અરણ્યમાં ભૂલો પડેલો નટ મહાકલ્પાંત કરે અને હૃદયદ્રાવક સૂરે ગાય કે "હે જગદાધાર! મને કાંઇ રસ્તો સુઝતો નથી; હવે તું જ બચાવ." પણ તેના મનમાં તો ખાતરી જ હોય છે કે તખ્તા પરથી 'વીંગ'માં દાખલ થયા કે પછી નથી રહેવાનું જંગલ, કે નથી ખાઇ જવાના વાઘ કે સિંહ, કે નથી કાંઇ પહાડપર્વતની ભયંકર ખીણો; પણ નાટક પૂરું થયે સીધા પથારીમાં જઈ માથે સુધી ગોદડું ઓઢી સૂઇ જવાનું છે, અને સવારે દશ વાગે ઊઠવાનું છે. તેવી જ રીતે ધનિક, ધનિક રહીને જે કાંઇ કરે છે,

તેમાં આ જ પ્રકારની માનસિક ઘટના હોય છે; જ્યારે આપણા ગરીબ જનસમુદાયની સ્થિતિ, ખરેખર જંગલમાં ભૂલા પડેલા માણસના જેવી છે. અને તે જ આપણી અને ધનિકોની વચ્ચેનો મોટો ભેદ છે.

આ સ્થિતિ પ્રત્યે આપણે આંખ ઉઘાડવી જોઇએ. સ્વાતંત્ર્યયુદ્ધની આ શરૂઆત છે. જોનારાઓએ તો આ ચળવળ દરમિયાન જોઈ લીધું છે કે ધનિક ગરીબનો આગેવાન ન થઇ શકે. તેના છૂટાંછવાયાં પરિણામોનો પણ કદાચ કેટલાકને અનુભવ થયો હશે. જો આપણે વેળાસર નહિ ચેતીએ, તો આપણે અંગ્રેજ શાહીવાદને બદલે એક નવો જ શાહીવાદ ઊભો કરીશું. સાધારણ રીતે શુદ્ધ અને સાત્ત્વિક દેખાતી સ્વાતંત્ર્યની પ્રવૃત્તિમાં માનવભક્ષી મૂડીવાદના વિષમય સ્વરૂપના આછા આછા ઓળા દેખાઇ રહ્યા છે. અને જો એને આટલેથી જ અટકાવવામાં નહિ આવે તો સંપૂર્ણ રીતે સંભવિત છે કે મહાસભાના શુદ્ધ હૃદયના, ભાવના-પ્રધાન સ્વયંસેવકો સત્ય અને સ્વાતંત્ર્યની જીવંત મૂર્તિઓ બનવાને બદલે કિન્નાબાજ મુત્સદ્દીઓના શેતરંજનાં નિર્જીવ સોગઠાં જ બની જશે.

કહેવાનો આશય એવો નથી કે આપણે ચળવળમાં ભાગ ન લેવો કે જેલમાં ન જવું કે આપભોગ ન આપવા. આપણે તે બધું કરવું અને જરૂર પડે તો જીવન પણ સમર્પણ કરવું; પણ તે ધનિકનો દાખલો લઇને નહિ, ધનિકની આગેવાની નીચે નહિ, પણ આપણા અંતરાત્માની પ્રેરણાથી જ. ધનિકોને ચોખ્ખેચોખ્ખું સંભળાવી દેવું જોઇએ કે તમે અમારા આગેવાન નથી, અમારી અને તમારી વચ્ચે સામ્ય નથી; તમે અમારા સહાયક હો તો ભલે હો; જો આગેવાન થવું હોય તો અમારા જેવા થઇને આવો.

અહીં એટલી પણ ચોખવટ કરી લેવી જોઇએ, કે ધનિકો દેશપ્રેમ વગરના છે એવું તો નથી જ. ધનિક અને ગરીબ બંને

હિંદી છે; પણ વાત તો ફક્ત એટલી જ છે કે ધનિક એટલે ધનિક, અને ગરીબ એટલે ગરીબ. ધનિક, ધનિક હોવાના કારણે જ ગરીબોમાંનો એક હોઇ શકે નહિ અને તેથી જ તે ગરીબોનો આગેવાન ન થઇ શકે. કોઈને પણ અન્યાય કરવાનો આપણો હેતુ નથી.

* * *

ધનિક આગેવાન કરતાં એક વધારે ભયંકર આગેવાન હોય છે: કીર્તિસંપન્ન આગેવાન. ધનના મદ જેવો જ કીર્તિનો મદ હોય છે. ધનનો મદ ઘણી વખત અજ્ઞાન અને બીનઅનુભવનું પરિણામ હોઈ કાંઇક નિર્દોષ પણ હોઈ શકે છે; ધનિકનું હૃદય સંસ્કારી અને નિષ્પાપ હોવા સંભવ છે; પણ જે કીર્તિના મદથી મસ્ત થએલો હોય, તે ખાસ કરી દોષિત હોય છે, તેના હૃદયમાં સાચા સંસ્કારનો અભાવ હોય છે. તેવા આગેવાનોથી પણ આપણે સાવધાન રહેવાનું છે. કેટલાંએ કુમળાં, શુદ્ધ અને સાત્ત્વિક અભિલાષાઓભર્યાં નિર્દોષ હૃદયને, આવા કીર્તિપ્રિય નેતાઓએ તોડી ફોડી છિન્નભિન્ન કર્યાં હશે; એવા કીર્તિના મદવાળા નેતાઓ આપણી પ્રગતિના અને રાષ્ટ્રના શ્રેયના દુશ્મન છે.

કીર્તિમદથી ભરપૂર આગેવાનોએ સમજવું જોઇએ કે આપણા દરેકના હૃદયમાં આનંદ અને વ્યથા હોય છે; પણ દરેક જણ પોતાની આનંદોર્મિને અને પોતાની હૃદયવ્યથાને કોઇ એક વિશિષ્ટ અને વિશેષ ઉદાર ભાવનાનું પરિણામ માને છે. તેથી જ આપણામાં ભેદભાવ અને સંકુચિત વિચાર પેદા થાય છે. તેથી આપણી આત્માનરીક્ષા તો નિરંતર ચાલુ જ રહેવી જોઇએ.

ખરી રીતે તો નેતાપદ એ બહુ વિચિત્ર સ્થિતિ છે. જન-સમુદાયને મોખરે છતાં નેતા એ રાજા નથી, નેતા એ અધિકારી નથી; પણ જાગ્રત પુરુષ કે સ્ત્રી છે. જાગ્રત હોવાના કારણે જ તે નેતા બને છે અને જનસમુદાયને મોખરે રહે છે. રાજાને જન-સમુદાયમાંથી કોઈ બીજો રાજા થવા માગે તો તે ન ગમે;

અધિકારીને બીજો કોઈ પોતાના જેવો અધિકારી થાય તે સાલે; પણ નેતાને, જાગ્રતને, તો જનસમુદાયમાંથી કોઇ જાગ્રત થાય તે બહુ જ ગમે. જનસમુદાયની જાગ્રતિ એ જ નેતૃત્વની સફળતા. જનસમુદાયમાંથી હજારો અને લાખો નેતાઓ—જાગ્રત મનુષ્યો—તૈયાર થાય એ જ નેતૃત્વની સફળતા છે.

નેતાપદ અને નેતૃત્વ એ એક નકારસૂચક અને પરાશ્રયી સ્થિતિ છે. તે જનસમુદાયનાં અજ્ઞાન અને સુષુપ્તિને અવલંબિત હોઈ, જનસમુદાયની જાગ્રતિ સાથે તેનું મહત્ત્વ અને જરૂરિયાત ઓછાં થતાં જાય છે. જે સાચો નેતા છે, જે નેતાપદ અને નેતૃત્વની મીમાંસા કરી શકે છે, તેને તો પોતાનું નેતાપદ જનસમુદાયની પતિત દશાના સૂચનરૂપ જ લાગે. તેને પોતાને જ પોતાનું નેતાપદ સાલે. સાચો નેતા જનસમુદાયને જાગ્રત કરી, ખરી રીતે તો, પોતાનું નેતાપદ મીટાવવા જ પ્રયત્ન કરે છે. જેટલે અંશે પોતાના નેતૃત્વની પ્રજાને ઓછી જરૂર પડે, તેટલે અંશે જ નેતાના નેતૃત્વની સફળતા. નેતા જનસમુદાયને એટલો જાગ્રત કરે કે પોતાનું નેતાપદ નષ્ટ પામે, અને પોતે નેતા મટી જનસમુદાયમાંનો એક સામાન્ય માણસ બને, ત્યારે જ નેતાના નેતૃત્વની સર્વાંશે સફળતા કહેવાય.

જે પોતાનું નેતાપદ ટકાવી રાખવા પ્રયત્ન કરે તે સાચો નેતા નથી; પણ જે પોતાના નેતાપદ જોડે લડે, તેને મીટાવે, તે જ સાચો આગેવાન છે.

એવા આગેવાનને આપણાં અનેક વંદન હો.

પ્રભાકર બિહારીલાલ

# અનુક્રમણિકા

ઓ સાફદિલ નવજુવાનો, સ્ત્રીઓ અને પુરુષો, ખેડૂતો અને મજૂરો, કારીગરો અને સિપાઇઓ, તમારાં ભાઇભાંડુઓ સાથે પેલી મહાન ક્રાન્તિ કરવાની તૈયારીમાં લાગ્યા રહો. એ ક્રાન્તિ ગુલામીની છાપમાત્રને ભૂંસી રહી છે, જૂની ખવાઇ ગયેલી રૂઢિઓરૂપી જંજીરની કડીએ કડી તોડી રહી છે. ક્રાન્તિ માનવજાત સમક્ષ પ્રસન્ન જીવનને માટે નવું અને વિશાળ ક્ષેત્ર ઉઘાડે છે, અને છેવટે સમસ્ત માનવસમાજમાં સાચી સ્વતંત્રતા, સાચી સમાનતા અને નિર્ભેળ ભ્રાતૃભાવનું સામ્રાજ્ય સ્થાપે છે. સૌની સાથે કામ કરો, સૌને માટે કામ કરો.

આપણે સૌ રોજને રોજ દળાયા કરનારા, રોજને રોજ ગુંબા ખાનારા, આપણે એક નથી, અનેક છીએ—હજારો અને લાખો છીએ. માણસ આપણી સંખ્યા ગણી શકે એમ નથી. કાળાગ્નિ જેવા ધારીએ તો આપણે સર્વભક્ષી થઇ શકીએ છીએ. આપણા સાગરના પૂર બેઉ પારોને ફરી વીંટી વળે એમ છે. જ્યારે આપણને આપણી શકિતનું ભાન થશે, આપણામાં દૃઢ સંકલ્પબળ આવશે ત્યારે માનજો, તે જ ઘડીએ ન્યાય સ્થપાશે; માનજો તે જ ક્ષણે પૃથ્વીના સિતમગર ધૂળ ચાટતા થઈ જશે.

પીટર ક્રોપોટકિન

## પ્રકરણ ૧ લું

### ભૂમિકા : "સાત્ત્વિક હુંકાર"

જગતના અને સંસારના દરેકે દરેક રીતરિવાજ અને રૂઢિઓ માનવહૃદયની નૈસર્ગિક ભાવનાઓ પોષવાના હેતુથી યોજાએલાં હોય છે. અમુક ભાવના અખંડ રહે અને તેનો ઘાત ન થાય, એટલું જ નહિ પણ તેનો વિકાસ થાય એ દૃષ્ટિબિંદુથી સમાજ રૂઢિબંધનોને સ્વેચ્છાએ જ પાળતો રહે છે.

પણ જ્યારે સમાજ અવનત થાય છે અને સમાજની મનોવૃત્તિ હલકી થાય છે ત્યારે તે રૂઢિ અને રીતરિવાજોની પાછળ રહેલી ભાવના અને હેતુ સમજી શકતો નથી, પણ રૂઢિપાલનને જ અર્થાત્ બાહ્ય દેખાવને જ સર્વસ્વ માની મહત્ત્વ આપે છે; પતિત મનોદશાને લીધે રૂઢિ અને રીતરિવાજ પાળી પોતાની ફરજ અદા કર્યાનો શુદ્ધ દિલથી સંતોષ માને છે. સંકુચિત દૃષ્ટિને લીધે રૂઢિબંધનોની પેલી પાર રહેલી ભાવનાનો થતો ઘાત તે જોઈ શકતો જ નથી. પરિણામે, જે ભાવના અને જે સિદ્ધાંતને અખંડ રાખવાના હેતુથી રૂઢિ સ્થાપવામાં આવી હોય તે ભાવના અને સિદ્ધાંતને ભોગે પણ તે કડક રીતે રૂઢિનું પાલન કરે છે અને બાપદાદાનો દાખલો આપી પોતાનું મન મનાવે છે.

આવા અવનત સમાજમાં જે કોઈ ભાવનાપૂજક છે, જે વસ્તુસ્થિતિ સમજી તેની મીમાંસા કરી શકે છે, તે માણસ રૂઢિ અને રીતરિવાજને જરાપણ મહત્ત્વ નથી આપતો, પણ જે ખરી વસ્તુ છે, જે સત્ય છે, તેના પર જ નજર રાખે છે. એને મન ભાવના અને સિદ્ધાંત મુખ્ય છે અને રૂઢિ ગૌણ છે. ભાવનાની

અખંડતા એ સાધ્ય અને રૂઢિ એ સાધન છે, એમ તે માને છે. તેથી જો ભાવના અખંડ રહી શકતી હોય તો તે રૂઢિને તોડી ફોડી ફેંકી દેતાં જરાપણ અચકાતો નથી. તે સિદ્ધાંતને ભોગે રૂઢિનાં બંધનો સ્વીકારવાનો ઇનકાર કરે છે અને રૂઢિને ભોગે પણ સિદ્ધાંત સાચવવા આગ્રહ રાખે છે.

ભાવનાપૂજકની આ ભાવનાપૂજાને, અને તેના પૂજનવિધિને જગત ક્રાન્તિ કહે છે. ભાવનાપૂજકને તે ક્રાન્તિકારી કહે છે.

જગતમાં તો મહાક્રાન્તિ ચાલી જ રહી છે. તેની સરખામણીમાં રાજકીય ક્રાન્તિ તો ગૌણ છે. તે મહાક્રાન્તિમાં રાજકીય ક્રાન્તિ સમાઇ જાય છે. એ મહાક્રાન્તિનું જ રાજકીય ક્રાન્તિ એક આવશ્યક અંગ છે.

રાજ્ય અને રાજ્યબંધારણ એ પણ એક પ્રકારની રૂઢિ જ છે. માનવહૃદય તેના નૈસર્ગિક ભાવ સાથે સંપૂર્ણપણે ખીલે એ તેનો આશય હોય છે. મનુષ્યત્વનો વિકાસ એ તેનું દૃષ્ટિબિંદુ છે. એવા રાજ્ય માટે મરી ફીટવું એ મનુષ્યમાત્રનો ધર્મ છે. એવું રાજ્ય એટલે મનુષ્યત્વનો વિકાસ પ્રેરતી અને પોષતી સંસ્થા. અને એવા રાજ્ય માટે મરી ફીટવું એટલે મનુષ્યત્વ માટે કુરબાની કરવી એ જ છે.

પણ પતિત મનોદશાને તો રાજ્ય નામની રૂઢિ કાયમ રહે એ હેતુથી મનુષ્યત્વનું અપમાન કરી જુલમ સહન કરવામાં પણ શરમ નથી આવતી અને વફાદારી નામની રૂઢિનું પોતાના વડવાઓની માફક પોતે પણ પાલન કર્યું છે એ અભિમાન હોય છે. રાજ્યના કાયદાકાનૂન અનુસાર મનુષ્યત્વનું ધોરણ હલકું કરતાં તેને જરા પણ સંકોચ નથી થતો. આપણાથી રાજ્યની સામે ન જ થઇ શકાય એવી તેની દૃઢ માન્યતા હોય છે.

ભાવનાપૂજકને પોતાના મનુષ્યત્વની કિંમત હોય છે. તેથી તે પોતાના મનુષ્યત્વનું ધોરણ હલકું કરવા તૈયાર નથી હોતો. તે જુલમી રાજ્યના જુલમ સહન કરતો નથી પણ સામો વિરોધ કરે છે. અને તેમાંયે પરદેશી રાજ્ય તો ગમે તેટલું સારું અને સુખ આપનારું હોય છતાં તેનો તો તે કટ્ટો દુશ્મન બને છે. કારણ કે તે સ્પષ્ટ રીતે જોઈ શકે છે કે પરદેશીનું આધિપત્ય એ મનુષ્યત્વનો ઘાત છે અને તે સહન કરવું એ જગતનિયંતાનો ઘોર અપરાધ છે, પ્રકૃતિએ અર્પેલા મનુષ્યહૃદયની અવગણના છે.

આપણે સુખદુઃખ માટે ઘણો જ વિચિત્ર ખ્યાલ રાખીએ છીએ. આપણા માનસિક અધઃપાતને લીધે તત્ત્વજ્ઞાનનો અનર્થ કરી આપણે ઊંધે રસ્તે ચઢી ગયા છીએ. પરાધીન હોવા છતાં આપણે પુણ્યદાન કરી સ્વર્ગ મેળવી શકીએ છીએ એ ભ્રમ હજી આપણા મગજમાં ઊંડાં મૂળ નાખી બેઠો છે. આપણા અધૂરા જ્ઞાનને લીધે જીવનમાંથી જીવ ચુકાતો જોયો છતાં આપણે ન ચેત્યા. આજે હરેક રીતે દુઃખી છતાં આપણને જીવનમાં રસ દેખાય છે. આજની પરાધીન સ્થિતિમાં જીવતાં ખરો જીવ હણાઈ જાય છે. જ્યારે પરાધીન માણસનું ચૈતન્ય હણાય છે ત્યારે જ તેનું શરીર નિરાંતે જીવી શકે છે, એ વાત આપણા સમજવામાં આવી શકતી નથી એટલું જ નહિ પણ એવાં નિર્જીવ જીવન આપણને વહાલાં લાગે છે!

જે કોઈ સારામાં સારી રીતે જીવન જીવી શકે છે તે જ ખરેખરો તત્ત્વજ્ઞાની કહેવાય. જીવવાની કળા બરાબર કેળવી જીવી જાણવાનું જ્ઞાન તત્ત્વજ્ઞાનનું જ પરિણામ છે. પ્રભુએ આપેલું જીવન સારી રીતે જીવવું એ જ ખરી પ્રભુભક્તિ છે. સારી રીતે જીવવાનો અર્થ એવો નથી કે કેવળ પૈસેટકે જ સુખી થવું કે ઘરમાં સારું રાચરચીલું રાખવું, પણ જીવન ભાવનાથી સમૃદ્ધ બનાવવું એ છે.

ગુલામી દશામાં, ગુલામીમાંથી છૂટવા લડવું એ તે દશાપૂરતી જીવવાની સારામાં સારી રીત છે.

બક્ષિસ મળેલી ચીજની કદર કરી, તેને વખાણી, બક્ષિસ આપનાર ખુશી થાય એવી રીતે તેનો ઉપયોગ કરી આપણે બક્ષિસ આપનારના પ્રેમની કદર કરીએ છીએ. એ વાતમાં બક્ષિસ મળેલી ચીજ કરતાં બક્ષિસ આપનારનો પ્રેમ જ મુખ્ય હોય છે. તેવી જ રીતે પ્રકૃતિએ આપેલું જીવન સાચી રીતે ભાવનાથી સમૃદ્ધ બનાવી સરસ રીતે જીવવું એમાં પ્રકૃતિપ્રેમ જ રહેલો છે. આપણે સમજીએ તો આપણું જીવન એ જ ભક્તિ છે.

એક વેપારી સાધારણ રીતે ટોપી પહેરે છે. પણ અમુક પ્રસંગે અને વેપારના બાબતના કામ માટે બજારમાં જાય ત્યારે પાઘડી પહેરે છે. એ પાઘડી પહેરવામાં તેનો મુખ્ય હેતુ પોતે રૂપાળો કે સારો દેખાય એ નથી હોતો; પણ "આપણે વેપારી કહેવાઈએ" એ રીતની વેપારીપદની અને વેપારની પ્રતિષ્ઠા કારણરૂપ હોય છે. વેપારીપદ અને વેપારની પ્રતિષ્ઠાના પ્રેમને લીધે તે પાઘડી પહેરી, તેટલા વખત સારૂ પોતાનું વ્યક્તિત્વ, તે પદ અને પ્રતિષ્ઠામાં સમાવી દે છે, અને પોતાના વ્યક્તિત્વને એવી રીતે ઓપ ચઢાવી, તે પદ અને પ્રતિષ્ઠાને એક પ્રકારની અંજલિ જ આપે છે. "હું એક વેપારી છું" એ ગૌરવ આ બધી ઘટનાની પાછળ કામ કરી રહ્યું છે.

તેવી જ રીતે "હું એક પ્રકૃતિનો સંતાન-મનુષ્ય છું" એ ગૌરવ આપણામાં આવ્યા પછી આપણા દરેક કાર્યમાં એ ગૌરવની છાયા આવી જશે. બીજાં કોઈ પણ વધારાનાં કારણો સિવાય કેવળ "આપણે મનુષ્ય છીએ તેથી પરતંત્રતા—ગુલામી સહન ન જ કરાય" એ વાત જ આપણને ક્રાન્તિકારી બનાવી દેશે.

બાહ્યદૃષ્ટિએ તો ક્રાન્તિકારી લડે છે પાર્થિવ સુખ માટે, પણ તેનું પ્રેરક બળ પાર્થિવ નથી હોતું. " હું એક મનુષ્ય હોવા છતાં પરાધીન રહું, વિના વિરોધે જુલમ સહન કરું, અપમાન ગળી જાઉં, તો તો મારું મનુષ્યત્વ લાજે. પ્રભુએ મને ઉત્તમમાં ઉત્તમ બક્ષિસ-રૂપે મનુષ્યહૃદય આપ્યું છે, તેને મારે તેના નૈસર્ગિક ભાવ સાથે સાચવી રાખવું જોઈએ. તેમાં છૂપી રહેલી મનુષ્યત્વની શક્તિ જો હું ન પારખી શકું, મનુષ્યત્વનું ગૌરવ જો હું ન જાળવી શકું, તો તો પ્રભુ તરફની મારી બેવફાદારી જ ગણાય. મારે મારા પ્રભુને વફાદાર રહેવું જોઈએ." એ વિચારશ્રેણી ક્રાન્તિની પ્રેરકશકિત છે.

ક્રાન્તિકારી એ ગૌરવથી પ્રેરાઈ જીવનને વિશાળ ધોરણ પર મૂકી દે છે. તે સ્વતંત્ર થવા પ્રયત્ન કરે છે, તે સમૃદ્ધ થવા પ્રયત્ન કરે છે, તે સુખી થવા પ્રયત્ન કરે છે. એ પ્રયત્નમાં સફળ થતાં, તે એક એક સુખ ભોગવી, એક એક સુખની પ્રભુને અંજલિ આપે છે. એ પ્રયત્ન કરતાં જો તેને દુઃખ સહન કરવાં પડે, જો આપભોગ આપવો પડે, અને જો દેહ પણ છોડવો પડે, તો તે એક એક દુઃખ સહન કરી, એક એક આપભોગ આપી, અરે ! પોતાના દેહનું બલિદાન આપી, એક એક દુઃખની, એક એક આપભોગની, અને છેવટે પોતાના દેહની પણ પ્રભુને અંજલિ આપી પ્રકૃતિપૂજા કરે છે. એની એ પ્રકૃતિપૂજાની ક્રિયામાં પડતાં સુખદુઃખને તે પાર્થિવ સુખદુઃખ નથી માનતો, પણ તેને મન તો તે બંને અંજલિરૂપ હોઈ, તે દરેક અંજલિ, પછી તે સુખના રૂપમાં હોય કે દુઃખના રૂપમાં હોય, સરખા આનંદથી જ આપે છે અને પ્રકૃતિ તરફનું પોતાનું ઋણ અદા કરે છે.

એક કુશળ ખેલાડી, રમતી વખતે, રમત કેમ સરસ રમાય એનો જ વિચાર કરે છે. 'હું ન હારું' એમ ઇચ્છી તે રમતને

ખીલવવા પ્રયત્ન કરે છે. જે સાચેસાચો ખેલાડી છે તેના એ "હુંકાર"માં અહંતાપોષણનો આશય નથી હોતો, પણ પોતાના એ "હુંકાર"ને લીધે રમતમાં રસાકસી વધે અને રમતનો રંગ જામે એ જ ઇચ્છા હોય છે. રમતનો રંગ જમાવવામાં, રમતના રંગમાં પોતાની એ અહંતાને, પોતાના એ "હુંકાર"ને તે ફક્ત સાધન જ માને છે. તેથી તેની એ અહંતા ગૌણ સ્થાને રહે છે અને રમતના રંગને જ પ્રાધાન્ય અપાય છે. રમત સરસ રમાઈ હોય છતાં આખરે પોતે હારે તો તે દિલગીર નથી થતો પણ હરખાઈને કહે છે કે "રમવાની બહુ જ મઝા આવી." એનો "હુંકાર" વ્યક્તિત્વને ઓપ ચઢાવવા માટે નથી હોતો પણ રમતના રંગ માટે હોય છે; તેથી તે અન્યાય કરી જીતવાનો કદી વિચાર પણ નથી કરતો. રમતના રંગમાં પોતાની અહંતા ઓસારી રમતના રંગનો જ તે ઉપાસક બને છે.

તેવી જ રીતે ક્રાન્તિકારીનાં ઘણાં કાર્યો બાહ્ય રીતે અહંતા-પ્રેરિત લાગે છે, પણ વસ્તુતઃ તેમ નથી. તે જીવનને પ્રકૃતિ મૈયાને ખોળે એક રમત સમાન જ માને છે. અને એ રમતમાં, એ જીવનમાં ઝલક લાવવાના હેતુથી, એ જીવન સાચી રીતે જીવી પ્રકૃતિપૂજા કરવાના હેતુથી, પ્રકૃતિપ્રેમપ્રેરિત "સાત્ત્વિક હુંકાર"ને જાગ્રત કરી "હું ન નમું, હું સ્વતંત્ર થાઉં અને રહું" એમ કહે છે. તેના એ "હુંકાર"માં પોતાના વ્યક્તિત્વને ઓપ ચઢાવવાનો હેતુ નથી હોતો પણ તે "હુંકાર" પ્રકૃતિપ્રેમપ્રેરિત હોઈ સાત્ત્વિક હોય છે અને તેમાં જ તે પોતાના વ્યક્તિત્વને હોમી દે છે.

અહંકાર હમેશાં વ્યક્તિત્વને ઓપ ચઢાવવા પ્રેરે છે, જ્યારે "સાત્ત્વિક હુંકાર" વ્યક્તિત્વને ભાવનામાં ઓગાળી દેતાં શીખવે છે. તેથી જ ક્રાન્તિકારી મરણભય નથી રાખતો, એટલું જ નહિ પણ ઘણી વખત શરીરનો નાશ વહોરી લઈ, શરીરને ભોગે પણ

એ "હુંકાર"ને જ્વલંત રાખવા પ્રયત્ન કરે છે. પાર્થિવ "નૂર"માં હૃદયનું "નૂર" ખોવાનું શીખવનાર અવનતિકર અહંકાર છે. પણ હૃદયના "નૂર"માં પાર્થિવ "નૂર" ગુમાવવાની કળા શીખવનાર તો એ "સાત્ત્વિક હુંકાર" જ છે.

આજ ભારતના નવજુવાનોએ એ "સાત્ત્વિક હુંકાર" પોતાના હૃદયમાં જાગ્રત કરવો જોઇએ. એ "સાત્ત્વિક હુંકાર" એજ ક્રાન્તિનો જન્મદાતા છે. આપણે પરદેશીઓને અધીન રહી આપણા મનુષ્યત્વની અવગણના કરીએ છીએ. એ અધીનપણામાં સરળતા નથી પણ આપણે પોતે જ આપણા મનુષ્યત્વના દુશ્મન થઈ પ્રકૃતિના ઘાતક બનીએ છીએ. તેમ કરવામાં કુદરત તરફની બેકદરદાની છે. આજની આપણી અવદશા, પ્રકૃતિના એ ઘોર અપરાધની ભયંકર શિક્ષા છે, એ સત્ય આપણે સમજવું જોઇએ.

પરદેશીનું શાસન સ્વીકારી શાન્તિથી ન જીવતાં, તેનો વિરોધ કરી તેની સામે ઝઝૂમવામાં જ પ્રકૃતિપૂજા છે. આજ અંગ્રેજ રાજસત્તાએ આપણને પરાધીન રાખી પ્રકૃતિ સાથે યુદ્ધ આરંભ્યું છે. આપણે તેને ન નમતાં આપણા મનુષ્યહૃદયનું ગૌરવ જાળવવું જોઈએ. અને એમ ન નમવામાં જો દેહની કુરબાની કરવી પડે તો તેમ કરી, આપણે અંગ્રેજ રાજસત્તાના કાનૂન કરતાં એક ઉચ્ચતર કાનૂનને, પ્રકૃતિના સનાતન નિયમને અને મનુષ્યહૃદયના સ્વાભાવિક ગૌરવને જ્વલંત રાખી શકીશું. ક્રાન્તિમાં મરણ એ તો જીવવાનો પ્રયત્ન જ છે.

ક્રાન્તિકારીનો એ "સાત્ત્વિક હુંકાર" એ સૃષ્ટિનો સનાતન શબ્દ "ૐકાર" જ છે. ક્રાન્તિની આખી ક્રિયામાં "ૐકાર"નો જ ધ્વનિ રહેલો છે. ક્રાન્તિ "ૐકાર"માંથી જન્મી "ૐકાર"ની અનંતતામાં સમાઈ જાય છે. ક્રાન્તિ "ૐકાર"ની માફક અનંત અને અમર છે.

ૐ ૐ ૐ

# પ્રકરણ ૨ જું

## અમર રહો ક્રાન્તિ

**નાનું** બાળક પોતાની બાલિશતાભરી વિચારશ્રેણીમાં જ્યારે પોતાના ભાવિનો વિચાર કરે છે, અને ‘ હું મોટો થઈશ ’ એમ કહે છે ત્યારે તેની કલ્પના સ્વાભાવિક રીતેજ પોતાની યુવાવસ્થા સુધી જાય છે. વયોવૃદ્ધ માણસ માથા પર પળિયાં આવ્યા પછી પણ ડરેલ બુદ્ધિથી પોતાનો વિચાર કરે છે ત્યારે તેની આંખ આગળ પોતાની ગત જુવાની જ તરી આવે છે. વાત્સલ્યના ભાવથી ઊભરાતું પિતાનું અથવા માતાનું હૃદય પણ પોતાના બાળક વિષે વિચાર કરતાં તેની યુવાની સુધી જ જઈ અટકે છે. ઘણી વખત સ્નેહભર્યા હૃદયનો આશીર્વાદ પણ “ આહ, તારી જુવાની કાયમ રહો ” એ જ હોય છે. યુવાની પછી વૃદ્ધાવસ્થા છે જ એ સૌ કો જાણે છે, છતાં તેનો વિચાર સામાન્ય રીતે નથી આવતો. મનુષ્યમાત્રની નજર જાણે અજાણે પણ યુવાની તરફ જ રહે છે. નાનો બાળક ભવિષ્યની યુવાની પર જ આંખ માંડે છે અને ઘરડો માણસ પણ પાછો વળી પોતાની ગત યુવાની તરફ જ જુએ છે. આમ, બંનેની નજર —બધાની નજર જુવાની તરફ જ હોય છે.

મનુષ્યના જીવનમાં, પછી તે પુરુષ હો કે સ્ત્રી, યુવાની એ ઘણો જ અગત્યનો અને રસભર્યો સમય છે. યુવાની તરફના જગતના પક્ષપાતનું કારણ યુવકના શારીરિક જુસ્સા ઉપરાંત યુવક-હૃદયની વિલક્ષણ આંતરિક પ્રવૃત્તિ છે. તે આંતરિક પ્રવૃત્તિ એટલી તો રસમય છે અને તેમાં એવો તો પ્રભાવ છે કે આખું જગત તેની તરફ આકર્ષાય છે અને યુવાનીને પૂજે છે.

યુવાનીમાં માણસના હૃદયમાં અનેક ભાવ જાગ્રત થાય છે. આજુબાજુની વસ્તુસ્થિતિમાંથી એની ભાવનાને પોષણ નથી મળી શકતું, ત્યારે તે કલ્પનામાં વિહાર કરે છે. પોતે જે દુનિયામાં રહે છે તેનાથી જુદી જ એક સ્વપ્નસૃષ્ટિમાં તે વિચરે છે. ત્યાં એ નવો જ રંગ જમાવે છે. પોતે આ જીવનમાં કાંઇ ને કાંઇ નવું જ કરનાર છે એમ તે માને છે. પરિણામે, તે ગમે તેવી મોટી મહત્ત્વાકાંક્ષા બાંધતાં યે અચકાતો નથી.

યુવાનીમાં હંમેશ આવેશનું પ્રાધાન્ય હોય છે. પરિણામનો વિચાર કર્યા વગર સાહસ ખેડવું તે યુવાનને મન સ્વાભાવિક લાગે છે; કારણકે તે જે કાંઇ પણ વિચાર કરે છે તે પોતાના સાચા દિલથી કરે છે, તે જે કંઇ કહે છે તે વસ્તુએ તેના હૃદયમાં સ્થાન લીધું હોય છે. તેના વિચારમાં અને તેના કહેવામાં ફક્ત વાણીનો વિલાસ નથી હોતો, પણ તે બધું કર્તવ્યમાં ઉતારવાની તીવ્ર ઉત્કંઠા હોય છે. અને તેથી જ તે પોતાના વિચાર પ્રમાણે ચાલવા પ્રયત્ન કરે છે.

મહત્ત્વાકાંક્ષાને લીધે યુવક હમેશાં અસંતોષી રહે છે. અસંતોષની અગ્નિજ્વાળામાં તે અહર્નિશ બળ્યા જ કરે છે. એ હૃદયનો દાહ તેને આત્મનિરીક્ષામાં ઉતારે છે. જેમ જેમ તે પોતાની મહત્ત્વાકાંક્ષા અને પોતાની વર્તમાન સ્થિતિ વિષે વિચાર કરે છે, તેમ તેમ પોતે પોતાના સાધ્યથી કેટલો દૂર છે એનું તેને ભાન થાય છે. એ ભાન થવાથી તેના બળતા હૃદયમાં ઘી હોમાય છે, તે અશાન્ત બને છે. તેના અસંતોષની જ્વાળા બમણા જોરથી ભભૂકે છે. તેના મનમાં કાંઇ કાંઇ વિચારો આવે છે. પોતે શું કરવું એ વિચારમાં જ તે મશગૂલ રહે છે. કેટલાક વખત સુધી તેનું હૃદય એમ તલપતું જ રહે છે. આશા અને નિરાશા વચ્ચે તે ઝોલાં ખાય છે. અનેક પરસ્પર વિરોધી ભાવનાઓનું તેના હૃદયમાં

તુમુલ યુદ્ધ મચે છે. પોતાને અસહ્ય એવી એક ભયંકર વેદના તે ભોગવે છે. અસંતોષ અને અશાન્તિ તેના રોમરોમમાં વ્યાપી જાય છે. તેનું હૃદય વ્યથિત થઇ વલોવાઇ જાય છે.

એ અસંતોષમાંથી, એ અશાન્તિમાંથી, એ હૃદયવ્યથામાંથી અને એ હૃદયમંથનમાંથી યુવકને જે પુનિત પ્રેરણા મળે છે, તે જ ક્રાન્તિની ભાવના છે. એ જ ક્રાન્તિની ભાવના યુવાનીની કાવ્યમયતા છે, એ જ ક્રાન્તિની ભાવના યુવાનીનું યૌવન છે. યુવક હૃદયમાં રહેલી એ ક્રાન્તિની ભાવનાને લીધે જ જગતને યુવાની પ્રિય છે. વસ્તુતઃ જગત યુવાવસ્થાને વખાણી ક્રાન્તિને જ વખાણે છે. જગત યુવાવસ્થાને પૂજી અજાણતાં પણ ક્રાન્તિને જ પૂજે છે. મનુષ્યમાત્ર યુવાની પર જ નજર ઠેરવી ક્રાન્તિની ઉપાસના કરે છે. જીવનની ઉષામાં ઊભેલો ઊગતો પુરુષ ભવિષ્યમાં સામે યુવાની પર આંખ માંડી ક્રાન્તિની જ આરાધના કરે છે. જીવનની સંધ્યામાં મૃત્યુની રાહ જોતો ઊભેલો વયોવૃદ્ધ, ભૂતકાળનાં સ્મરણો સ્મરણપટ પર લાવી પોતાની ગત યુવાની યાદ કરી, દૂરદૂરથી પણ ક્રાન્તિની જ પૂજા કરે છે.

જગતના યુવાવસ્થા તરફના પક્ષપાતમાં, જગતની એ યુવાપૂજામાં, એક જ ધ્વનિ રહેલો છે. અને તે એ કે

"અમર રહો ક્રાન્તિ!"



# પ્રકરણ ૩ જું

## ભારતમાં યુવાની

યુવક હમેશાં પોતાની સાહસિક વૃત્તિ કર્તવ્યમાં મૂકવા અવસર શોધતો જ ફરે છે. સામાન્ય રીતે બધું શાન્તિથી ચાલતું હોય ત્યાં પણ નવયુવાનો પોતાના સ્વાભાવિક લક્ષણાનુસાર ધમાલ મચાવે છે. ઘણી વખત યુવાનોની આ ભાવના આડે રસ્તે પણ વળી જાય છે. યુવક કદી શાન્ત બેસી શકતો જ નથી.

ભારતમાં પણ નવયુવાનો છે. તેમને માટે દેશની પરિસ્થિતિ જોતાં આજ પોતાની યુવાની માણવા ઘણો જ સરસ અવસર છે. જે અવસરની યુવાનમાત્ર કલ્પના કરે છે તે આજ ભારતના નવયુવાનો સમક્ષ વગરમાગ્યે આવી ઊભો છે.

આજે ભારતની દશા એવી છે કે જે યુવાન મહત્ત્વાકાંક્ષી ન હોય તેને પણ પ્રેરણા મળે. માથે પરદેશી રાજ્ય હોય એ જ શું ભારતના પુરુષોના પુરુષત્વનું અપમાન નથી? ભારતના નવ-યુવાનોની યુવાનીનું અપમાન નથી? આ સ્થિતિ દૂર કરવા, પરદેશીની ધૂંસરી ફેંકી દેવા, ઘણાં જ સાહસ અને હિંમતની જરૂર છે.

એટલે, ભારતના નવયુવાનો સમક્ષ આજે જો કોઈ સામાન્ય કામ હોય તો તે દેશ ખાતર સિપાહી અને કારકુનના કામથી માંડી જેલનિવાસ અને ફાંસીને માંચડે ચઢી શહીદ થવા સુધીનું છે. જો આપણે સમજીએ તો સાધારણ રીતે દુર્લભ, કેટલીએ સદીઓ પછી જે વખત આવે છે તેવો સમય, આજે આપણી સામે છે. એ વખત ખાઇ પી, મોજમઝા કરી જીવન પૂરું કરવા કરતાં, જીવનમાં કાંઇક મહત્ત્વનું કામ કરવાનો, જીવનને કોઇ ઉચ્ચતર કાર્યમાં સમર્પવાનો

વખત આપણને સહજ પ્રાપ્ત થયો છે. પરતંત્રતા, આર્થિક અવદશા અને સામાજિક અકલ્પ્ય અવનતિઃ એ ત્રણે વસ્તુએ આપણાં જીવન ઝેર જેવાં કરી મૂકયાં છે. જીવનમાંથી ખરેખરો જીવ ચુસાઈ ગયો છે. તેને ચૈતન્ય આપવાનું કામ, તે મૃતઃપ્રાય ખોળિયામાં પ્રાણનો સંચાર કરવાનું કામ, પરતંત્રતાનાં બંધન તોડી સ્વાતંત્ર્યની જયઘોષણા ઉચ્ચારવાનું કામ નવયુવાનોને શિર છે.

આવા વખતમાં આપણે ભારતમાં જન્મ્યા તે આપણું મહાભાગ્ય છે. આપણું યુવાન હોવું અને દેશમાં આ દશા હોવી એ આપણે માટે એક ઈશ્વરપ્રેરિત સુયોગ છે. તેને લીધે પ્રત્યેક વીરનું માનીતું, પ્રત્યેક વીર પળે પળે જેની ઝંખના કરે છે એવું શહીદનું મોત આપણે માટે શક્ય થાય છે. પણ અફસોસ! આજ ભારતમાં પરદેશી રાજ્યના પ્રતાપે યુવાનોની યુવાની હણાઈ ગઈ છે. ...હા, એક કર્મવીર સંતની ઘોષણાથી, યુવાન હૃદયમાં સહજ એવી ક્રાન્તિની ભાવના જે આજ સુધી સુષુપ્તાવસ્થામાં હતી તે આજે જાગ્રત થઈ છે. એટલે આપણને યુવાનોને મળેલા ઈશ્વર-પ્રેરિત આ સુયોગનો આપણે પૂરેપુરો લાભ લેવો જ જોઈએ. પ્રત્યેક ભારતીય નવયુવાને ચૂસ્ત ક્રાન્તિકારી થવું જ જોઈએ.

ભારતીય યુવાનો! આ સુયોગનો દેશને ખાતર અને તમારી યુવાનીને ખાતર લાભ લેશો?



# પ્રકરણ ૪ થું

## યુવકના વિલાસ

યુવક હમેશાં વિલાસી ગણાય છે. મોજશોખ અને એશઆરામ તેને બહુ જ ગમે છે. નવી નવી વાતો કરી નવા નવા રંગઢંગ જમાવી આનંદ મેળવવા તે હંમેશ તત્પર હોય છે. અને આ વિલાસી પ્રકૃતિ નવયુવાનોને દેશ ખાતર આપભોગ આપવામાં અગર કષ્ટ સહન કરવામાં અંતરાયરૂપ છે, એમ કહેવામાં આવે છે.

વસ્તુસ્થિતિ એમ નથી. યુવાન વિલાસી છે માટે જ તેની પાસે ભોગની આશા રાખી શકાય છે; પરંતુ યુવાનોએ વિલાસની સાચી ભાવના બરાબર કેળવી નથી તેથી, યુવાનો સાચા વિલાસી નથી તેથી, જગત જેને કષ્ટ કહે છે તે વહોરી લેવા તેઓ તૈયાર થતા નથી. આપણા ત્યાગમાં જે અંતરાયરૂપ છે તે વિલાસ નહિ, પણ વિલાસની અત્યંત હલકી અભિરુચિ છે.

વસ્તુતઃ તો વિલાસનું ઉચ્ચ ધોરણ અને વિલાસની અતિ ઉત્તમ અભિરુચિ એટલે જ જગત જેને ત્યાગ કહે છે તે. જો માણસ ખરેખર વિલાસી હોય, સાચા મનથી વિલાસી હોય, તો છેવટે તે ત્યાગમૂર્તિ જ બને છે. જેમ જેમ તે વિલાસની ભાવનાનું પૃથક્કરણ કરતો જાય છે, તેમ તેમ તેના વિલાસ ઉચ્ચ થતા જાય છે. એ ઉચ્ચ વિલાસ ભોગવતાં ભોગવતાં તેની વિલાસની વ્યાખ્યા બદલાઇ જાય છે અને છેવટે તે સ્થિતિએ પહોંચે છે કે જ્યારે વિલાસ ભોગવનાર તેનું નાશવંત સ્થૂલ શરીર નહિ પણ પોતાનો અજ અને અમર એવો આત્મા હોય છે, અને તે દિવ્ય

આનંદ ભોગવે છે. આખરે તે વિલાસી જીવ સચ્ચિદાનંદ સ્વરૂપ બને છે.

પણ આ ઠેકાણે આપણે સચ્ચિદાનંદસ્વરૂપના તત્ત્વજ્ઞાનમાં ઊતરવા નથી માગતા. કહેવાનો આશય એટલો જ છે, કે આપણી વિલાસની ભાવના અને અભિરુચિ ઉચ્ચ થવાં જોઇએ. યુવક હમેશાં ભાવનામાં રમનાર હોય છે. તેથી તેના વિલાસ પણ ભાવનામાં જ હોવા જોઈએ. યુવક હમેશાં પ્રવૃત્તિમય હોય છે. પ્રવૃત્તિ પહેલાંની નિષ્ક્રિયતામાં પણ તેને મઝા નથી અને પ્રવૃત્તિને અંતે સાધ્ય સધાયા પછી પણ જો કાંઇ બીજી નવી પ્રવૃત્તિ ન મળે તો તેમાં પણ મઝા નથી. તેને ખરી મઝા તો પ્રવૃત્તિની ચાલુ ક્રિયામાં, હૃદયમાં ઊઠતાં અનેક આંદોલનો જે તેનું હૃદય હલાવી મૂકે છે તેમાં છે અને તે જ સાચો વિલાસ છે.

આજ આપણે માટે સ્વાતંત્ર્યની લડત એ જ એક ઉત્તમ વિલાસ હોઇ શકે. પરદેશીઓ સામે ઝઝૂમવું, ધ્યેયપ્રાપ્તિ અર્થે જેલ જવું કે મૃત્યુને પણ પ્રેમથી ભેટવું એમાં જ આપણો સાચો વિલાસ છે. એ વિલાસના ઉપભોગમાં મૃત્યુ આપણને ભયંકર નહિ લાગે. એ વિલાસના નશામાં આપણે ચકચૂર બનવું જોઇએ. અને આપણે જે જે દુ:ખ સહન કરવાં પડે, અને જે જે ત્યાગ કરવા પડે તે એક વિલાસીના આનંદથી કરવા જોઇએ.

અને એમ કરતાં, આપણે મહાદુઃખ ભોગવીએ છીએ, પરમાર્થનું કામ કરીએ છીએ, દેશ પર ઉપકાર કરીએ છીએ, એવી એવી તુચ્છ ભાવનાઓ ન સેવવી જોઈએ; પણ આપણે વિલાસી છીએ અને આપણે સાચેસાચો વિલાસ ભોગવીએ છીએ એમ જ માનવું જોઇએ.

**ક્રાન્તિ એ જ યુવાનોનો સાચો વિલાસ છે.**



# પ્રકરણ ૫ મું

## ક્રાન્તિ અને આત્મનિરીક્ષા

ક્રાન્તિ અને સામાન્ય યુદ્ધમાં ફેર એટલો જ છે કે સામાન્ય યુદ્ધમાં સૈનિકો એક સેનાપતિનો જ હુકમ ઉઠાવે છે, અને તેની પ્રેરણા પ્રમાણે જ કામ કરે છે; જ્યારે ક્રાન્તિમાં દરેક સૈનિકને સેનાપતિ જેટલી જ સ્વતંત્ર પ્રેરણા હોય છે. ફક્ત વ્યવસ્થાને અંગે જ એક સેનાપતિ સ્થાપવામાં આવે છે અને તેનો હુકમ દરેક સૈનિક ઉઠાવે છે. ક્રાન્તિકારીને કોઇનો સાથ ન મળતાં પોતે એકલો પણ ઝઝૂમવા તૈયાર હોય છે, જ્યારે સામાન્ય લશ્કરના સૈનિકની બાબતમાં તેમ નથી.

ક્રાન્તિકારી ગમે તે વખતે ગમે તેવા સંજોગોમાં આવી પડે છે. તે વખતે તેને સ્વતંત્ર પ્રેરણા ન હોય તો તે નભી શકે નહિ. તેણે દરેક વસ્તુને તેના સાચા સ્વરૂપમાં જોવી જોઇએ. પોતાને અને પોતાની ભાવનાને પણ તેણે બરાબર ઓળખતાં શીખવું જોઈએ. તેમ કર્યા પછી જ તેની પ્રેરણા અને તેનો નિર્ણય કોઇ પણ જાતના આવરણથી રહિત થઇ શકે. એ સ્થિતિ સારૂ દરેક ક્રાન્તિકારીએ આત્મનિરીક્ષણમાં ઊંડા ઊતરવું જોઈએ. તેથી તે પોતાના વિચાર અને પોતાની ભાવનાનું પૃથક્કરણ કરી પોતાના હૃદયમાં રહેલાં અનેક ભિન્ન ભિન્ન તત્ત્વોને ઓળખી તેમને સ્થૂલ વસ્તુની પેઠે જુદાં જુદાં તારવી શકશે. સાધારણ રીતે જે સારું દેખાય છે પણ વસ્તુતઃ જે અનિષ્ટ છે, તેનો ભેદ સમજી શકશે. સદ્ગુણ અને ધર્મના રૂપમાં આવેલાં અનિષ્ટ તત્ત્વોથી તે મોહમાં નહિ પડી જાય.

આપણું સ્થૂલ શરીર જે જે કામો કરે છે, તે આપણા હૃદયમાં ચાલતી વિશાળ આંતરિક પ્રવૃત્તિનું પરિણામ છે. આપણે મોટે ભાગે પરિણામને પકડી લઈએ છીએ, પણ તેની પાછળ રહેલી પ્રવૃત્તિનો વિચાર જ નથી કરતા. પરિણામે આપણી ગણતરી અને માન્યતાઓ આડે રસ્તે વળે છે. તેથી આપણે આપણી ઉન્નતિ સાધી શકતા નથી એટલું જ નહિ પણ ઘણી વખત અવનતિ વહોરી લઈએ છીએ. તે સ્થિતિ અટકાવવા આપણે એ આંતરિક પ્રવૃત્તિ ઘણી જ બારીકાઈથી તપાસવી જોઈએ અને તેનો બરાબર અભ્યાસ કરવો જોઈએ. એમ કર્યાથી આપણે ઘણી વાતો, જેને સામાન્ય રીતે લોકો કાલ્પનિક અને અદૃશ્ય માને છે તેવી વાતો, સ્થૂલ વસ્તુની માફક સહેલાઈથી સમજી શકીશું. જેમ સ્થૂલ શરીરના કોઈ પણ ભાગનો બગાડ આપણે આંખે જોઈ શકીએ છીએ, તેમ આપણી માનસિક દશા પણ આપણે સ્પષ્ટ રીતે જોઈ શકીશું. એ સ્થિતિએ પહોંચ્યા પછી જ આપણી દૃષ્ટિ નિર્વિકારી અને વિશાળ થશે. તેમાંથી શુદ્ધ, કોઈ પણ જાતના આવરણથી રહિત, ઉન્નતિકર પ્રેરણા મળશે. તેને પરિણામે જ, એ આત્મ-નિરીક્ષણને પરિણામે જ, આપણામાં અચળ શ્રદ્ધા અને અડગ હિંમત આવશે.

સાધારણ રીતે કોઈ પણ માણસ દેશહિતના કાર્યમાં જોડાય છે ત્યારે તે એમ માને છે કે 'તે એક પરમાર્થનું કામ કરે છે; દેશનાં લાખો અને કરોડો દુઃખીનાં દુઃખ મટાડવા પ્રયત્ન કરી તેમની ઉપર ઉપકાર કરે છે; કેવળ પરોપકારી વૃત્તિથી જ તે દેશસેવાના કામમાં જોડાયો છે, બાકી તેને પોતાને તો કાંઈ જ દુઃખ નથી.' આ ખ્યાલ સાવ ભૂલભરેલો છે. નવયુવાનોએ ખાસ યાદ રાખવાનું છે, કે પરોપકાર જેવી વસ્તુ જ દુનિયામાં નથી. જેને આપણે પરોપકાર કહીએ છીએ તે સ્વાર્થ જ છે. એ સ્વાર્થ જુદા

પ્રકારનો હોઈ, તેને સમજાવવા માટે અને અનુકૂળતા ખાતર, આપણે પરોપકાર શબ્દનો પ્રયોગ કરીએ છીએ.

જેમ પિતા પુત્રને લાડ લડાવી તેને સુખી કરી પોતાનો જીવ ઠારે છે, જેમ પતિ પત્નીના કોડ પૂરા કરી પોતે આનંદ માને છે, તેમ પરોપકારી માણસ પારકાનું દુઃખ દૂર કરી પોતાનો જીવ ઠારે છે. પારકાનું દુઃખ દૂર કરવામાં તેનો હેતુ પોતાના હૃદયની શાન્તિનો હોય છે. કોમળ હૃદયના માણસને બીજાને દુઃખી થતો જોઈ પોતાના દિલમાં જ દર્દ થાય છે, તેનું હૃદય વ્યથિત થાય છે અને જો એ દુઃખી માણસનું દુઃખ દૂર થાય તો જ પોતાની હૃદયવ્યથા શમે એવી સ્થિતિ ઊભી થાય છે. તેથી તે પોતાથી બને તેટલું કરી પારકાનું દુઃખ દૂર કરવા પ્રયત્ન કરે છે. એ પ્રયત્ન અને હૃદયવ્યથા પરોપકારી માણસના હૃદયની વિશાળતા અને કોમળતાના સૂચક છે. તે હૃદય તેવું હોવાના કારણે જ પારકાનું દુઃખ જોઈ વ્યથિત થયા વગર રહી શકતું નથી.

પરોપકારની વૃત્તિ પાછળ રહેલી આ આંતરિક ક્રિયાનું પૃથક્કરણ કરનારને પોતાના કામના બદલાની આશા નહિ જ રહે. તે પોતાની હૃદયવ્યથા શમાવવા પ્રયત્ન કરે છે માટે બીજા કોઇ ઉપર ઉપકાર નહિ ચઢાવે. નિષ્કામવૃત્તિથી લોકહિતાર્થે કામ કેવી રીતે થઇ શકે એ સવાલ જ તેને નહિ ઊઠે. નવયુવાનો જો આ સત્ય સમજે તો જ તેઓ નિઃસ્પૃહ દેશસેવક થઈ શકે.

ઘણી વખત દેશસેવકની દેશસેવાની કદર થયા પછી, તેને સાધારણ માન મળ્યા પછી, તે પોતાનું દેશસેવાનું ધ્યેય ભૂલી, મળેલી કીર્તિ કેમ ટકાવી રાખવી અને વધારવી એ વ્યવસાયમાં જ પડી જાય છે. લોકોને તેના એ માનસિક પરિવર્તનની એકદમ ખબર નથી પડતી. ઘણી વખતે તે પોતે પણ તે નથી જાણતો. પણ આંતરિક પ્રવૃત્તિનો અભ્યાસી સમજી શકે છે કે દેશસેવાની

પુનિત ભાવનામાં પોતાનું વ્યક્તિત્વ સમાવી દેવાને બદલે, તેનામાં રહેલું અહંતાનું તત્ત્વ, મિથ્યાભિમાનનું તત્ત્વ, પોતાના વ્યક્તિત્વને ઓપ ચઢાવવાનું કામ કરી રહ્યું છે. અને તેથી તે સાવધાન થઇ જશે.

અહંતાનું એ તત્ત્વ ઘણુંજ અવનતિકર છે. તે વધારે ભયંકર છે; કારણ કે તે વિવિધ સ્વરૂપે આપણી પાસે આવે છે અને આપણે તેને ઓળખી પણ શકતા નથી. સ્વમાન, આત્મગૌરવ અને ધર્મને નામે આપણે અજાણતાં પણ તેને પોષીએ છીએ. એ તત્ત્વ ઘણી વખત આપણી પાસે સારાં કામ પણ કરાવે છે; પણ એથી આપણું હૃદય તો ઉન્નત થવાને બદલે અવનત જ થાય છે. સંતુષ્ટ અને પોષણ પામતું અહંતાનું તત્ત્વ કોઇક વખત માણસને ઉદાર અને સ્નેહાળ મુરબ્બી બનાવે છે, આનંદી અને મદદગાર મિત્ર બનાવે છે, આજ્ઞાંકિત અને પ્રેમળ પુત્ર કે બંધુ બનાવે છે; એકંદરે માણસને સારો અને સૌજન્યની મૂર્તિ સમો હોવાનો દેખાવ આપે છે; પણ એ જ અહંતાનું તત્ત્વ જ્યારે અસંતુષ્ટ હોય છે અને અણુપોષ્યું જ રહે છે ત્યારે તે માનવહૃદયમાં રહેલા સેતાનને જાગ્રત કરે છે, અને હરેક રીતે તેને નીચ, ક્રૂર અને હૃદયશૂન્ય બનાવે છે. માટે એ અહંતાને, એ મિથ્યાભિમાનને, આપણો મોટામાં મોટો શત્રુ માની તેનાથી સાવધ રહેવું જોઇએ.

અહંતા જો કે સ્વમાન અને આત્મગૌરવના રૂપમાં આપણી પાસે આવે છે અને આપણે પણ તેને વધારે પડતું સ્વમાન અને વધારે પડતું ગૌરવ કરીએ છીએ, પણ વસ્તુતઃ તે આત્મતિરસ્કાર છે. મનુષ્યહૃદયમાં રહેલાં ગૌરવ અને દિવ્યતાનો તે નાશ કરે છે.

એક વખત એક મોચીએ એક કૂતરા પર તેની રાંપી વતી ઘા કર્યો. લોકો એકઠા થયા અને વિચારવા લાગ્યા, કે કોણે ઘા કર્યો ? તે વખતે એ મોચી નિર્દોષ દેખાવાના આશયથી બોલી ઊઠયોઃ "કોણ કહે છે કે આ રાંપીનો ઘા છે?" તેના આ

વાક્યને લીધે જ તે પકડાયો. તે ગુનેગાર હતો, પોતાના ગુનાનું તેને ભાન હતું તેથી જ તેણે નિર્દોષ દેખાવા પ્રયત્ન કર્યો. તેવી જ રીતે મિથ્યાભિમાની માણસના પહેરવેશમાં અને ટાપટીપમાં, તેના બોલવામાં, તેના હાવભાવમાં, અને પોતે કાંઈક છે એમ સાબીત કરવાના તેના પ્રયત્નમાં એ જ ધ્વનિ રહેલો છે કે "કોણ કહે છે કે હું હલકો છું?" પણ સમજનાર તો સમજી જાય છે કે જેને પોતાના સાચા સ્વરૂપ માટે હલકો વિચાર હોય તે જ પોતાનું સાચું સ્વરૂપ છુપાવી પોતે નથી તેવો દેખાવા પ્રયત્ન કરે છે.

મિથ્યાભિમાની માણસ હમેશાં બીજાઓની નજરમાં ઊંચું સ્થાન મેળવવા પ્રયત્ન કરે છે. પણ તે પ્રયત્નમાં જ તે બીજાઓને પોતાના ન્યાયાધીશ બનાવી પોતે તેમનાથી હલકો છે એમ વગર-બોલ્યે પણ કબૂલ કરે છે. બજારમાંથી પોટલું ઊંચકી ઘેર લાવતાં, ચાર સારા માણસ ભભકાબંધ પોશાક પહેરી બેઠા હોય ત્યાં સાદા પોશાકમાં જતાં, અથવા એવા માણસો દેખતાં મજૂરી કરતાં આપણને શરમ આવે છે. મોભો અને ગૌરવના નામથી આપણે એ શરમનો બચાવ કરીએ છીએ, પણ વસ્તુતઃ તો બીજાઓનું ધોરણ આપણા કરતાં ઊંચું છે એવો સ્વીકાર કરી આપણે આપણી ક્ષુદ્રતા કબૂલ કરીએ છીએ. એવી જાતની શરમનું મૂળ આત્મતિરસ્કારની ભાવનામાં જ છે. કીર્તિપ્રિયતા પણ આત્મતિરસ્કારનું જ એક સ્વરૂપ છે.

આત્મતિરસ્કારમાંથી નીચતા અને સંકુચિત વૃત્તિ પેદા થાય છે, જેને પરિણામે માણસનું ચારિત્ર્યબળ અને સાચું વ્યક્તિત્વ નષ્ટ થાય છે. માટે આપણે આત્મતિરસ્કારપ્રેરિત મિથ્યાભિમાન અને આત્મગૌરવપ્રેરિત સ્વમાન, એ બેનો ભેદ બરાબર સમજવો જોઈએ. ગૌરવશાળી માણસને તો બીજાની નજરમાં ઊંચે આવવાના પ્રયત્નમાં જ હીણતા લાગશે. પોતે જેવો છે તેવો જ

આગળ વધવા પ્રયત્ન કરશે. તેનામાં આત્મવિશ્વાસ અને પ્રેરણા ઘર કરી રહેશે, અને તે હંમેશ સુધરતો જશે.

આત્મનિરીક્ષામાંથી જે સમજવાનું મળે છે તેની તો આ આછી આછી છાયા બતાવવા જ પ્રયત્ન કર્યો છે. જેમ જેમ આપણે આત્મનિરીક્ષામાં ઊંડા ઊતરીશું, તેમ તેમ આપણને ઘણી વસ્તુઓ શીખવાની મળશે. ભારતના નવયુવાનોએ જો સાચે જ ક્રાન્તિ કરવી હોય, સાચા જ ક્રાન્તિકારી થવું હોય, તો તેમણે સાચેસાચા આત્મનિરીક્ષક થવું જોઈશે. આત્મનિરીક્ષામાંથી પેદા થએલી હિંમત અને શ્રદ્ધા અચલ અને અડગ હોય છે. જેમ બે અને બે ચાર થાય છે, તેમ આત્મનિરીક્ષકને પોતાના નિર્ણય ચોખ્ખી ગણતરીનું જ પરિણામ લાગે છે, તેથી તે ફરી શકતો જ નથી. આત્મનિરીક્ષા એ ઉન્નતિનું પહેલું પગથિયું છે.



## પ્રકરણ ૬ ઠું

## ક્રાન્તિ અને વ્યક્તિપૂજા

ક્રાન્તિમાં વ્યક્તિપૂજાને બિલકુલ સ્થાન જ નથી. ક્રાન્તિકારી હમેશાં ભાવનાપૂજક જ હોય છે. આપણા દેશમાં વીરપૂજને વ્યક્તિપૂજનનું સ્વરૂપ લીધું છે. એ વ્યક્તિપૂજા આપણી પ્રગતિને બાધક છે તેથી આપણે વીરપૂજા અને તેને પરિણામે નીપજતી વ્યક્તિપૂજાનો ભેદ સમજવો જોઈએ, અને તેની પાછળ રહેલી ભાવનાનું પૃથક્કરણ કરવું જોઇએ.

વસ્તુતઃ જગતમાં આપણને કોઈ નવી પ્રેરણા આપતું જ નથી, આપી શકતું જ નથી. આપણે જેમને નવી પ્રેરણાના પ્રેરક

કહીએ છીએ તે લોકો આપણા હૃદયમાં રહેલી જાગ્રત ભાવનાને ઉત્તેજિત કરે છે અને સુષુપ્તાવસ્થામાં પડેલી ભાવનાઓને જાગ્રત કરે છે. તેમની આ ક્રિયાને આપણે 'પ્રેરણા આપી' એમ કહીએ છીએ; પણ ખરી રીતે તો એ ભાવના અને એ પ્રેરણા આપણા હૃદયમાં જ હોય છે.

આપણે વીરને વખાણીએ છીએ; કારણકે વીરતાની ભાવના આપણા હૃદયમાં છે જ. જે કાર્ય આપણે શ્રેષ્ઠ માનીએ છીએ, જે કાર્ય થાય એમ આપણે ઇચ્છીએ છીએ, તે કાર્ય વીર પુરુષ કરે છે માટે આપણે તેને વખાણીએ છીએ. આપણે વીરની વ્યક્તિને વખાણતા નથી પણ તેના હૃદયની વીરતાને વખાણીએ છીએ.

આપણા દેશમાં વીરપૂજનને ઘણું જ મહત્ત્વ આપવામાં આવે છે અને તે વાજબી પણ છે. પણ આપણે તેનો હેતુ સમજવો જોઈએ. આપણે તો ફક્ત વીરનાં ગુણગાન કરી ફરજ અદા કર્યાનો સંતોષ માનીએ છીએ. ખરી રીતે તો વીરને વખાણી, તેને માન આપી, અને તેને પૂજીને ફાયદો તો આપણે જ મેળવીએ છીએ. પ્રત્યેક પૂજનમાં પૂજક, પૂજ્યદ્વારા પોતાના હૃદયને જ આડકતરી રીતે સંબોધે છે. આપણે ઈશ્વરનાં ગુણગાન કરીએ છીએ, તેમાં પણ ફાયદો તો આપણને જ છે. ઈશ્વરને આપણા પ્રમાણપત્રની કે સર્ટિફિકેટની લેશમાત્ર પણ જરૂર નથી. વસ્તુતઃ ઈશ્વરને 'દયાનિધિ' કહી આપણે તેને સર્ટિફિકેટ નથી આપતા, પણ આપણા હૃદયમાં રહેલા દયાના તત્ત્વને જાગ્રત કરવા પ્રયત્ન કરીએ છીએ. આપણે તેને 'પતિતપાવન' અને 'દીનબંધુ' કહી આપણું હૃદય વિશાળ બનાવવા અને ગરીબ તથા પતિત પ્રત્યેનો પ્રેમભાવ જાગ્રત કરવા પ્રયત્ન કરીએ છીએ. તેવી જ રીતે આપણે દેશભક્તોની, મહાન નરોની, વીર પુરુષોની જયન્તીઓ ઊજવી, તેમની કદર કરી, તેમના ન્યાયાધીશ થવા નથી ભેગા થતા, પણ તેમનાં ઉચ્ચ જીવન, તેમની

વિશાળ ભાવનાઓ, તેમની વીરતા વગેરે તેમના અનેક સદ્ગુણો યાદ કરી, આપણા હૃદયમાં સુષુપ્તાવસ્થામાં રહેલી તે તે ભાવનાઓને જાગ્રત કરવા એક પ્રકારનો વિધિ જ કરીએ છીએ.

વીરપૂજનનો હેતુ બેશક ઉચ્ચ છે, પણ આપણે આપણા ભાવ ઘણી વખત સમજતા નથી. આપણે અમુક કામ કયા હેતુથી પ્રેરાઇ કર્યું, કઇ ભાવનાથી પ્રેરાઈ કર્યું, તે સંબંધી વિચાર નથી કરતા. આપણી ભાવનાઓના પૃથક્કરણમાં નથી ઊતરતા, તેથી આપણે વીરની વીરતાના પૂજક ન બનતાં તેના વ્યક્તિપૂજક બનીએ છીએ.

આપણે ગાંધીજીનો જ દાખલો લઇએ. ગાંધીજીએ અનન્ય ભાવથી દેશસેવા કરી છે તેથી આપણે તેમના પૂજક બન્યા છીએ. એનો અર્થ એ જ કે આપણા હૃદયમાં દેશપ્રેમની ભાવના તો છે જ, પણ આપણે તે કાર્યમાં મૂકી નથી, અને ગાંધીજીએ તે કર્તવ્યમાં ઉતારી છે તેથી તેઓ આપણા પ્રેમને પાત્ર બન્યા છે. ગાંધીજી અને આપણી વચ્ચેના પ્રેમનું મૂળ દેશપ્રેમ છે. ગાંધીજીને આપણે પૂજીએ છીએ કારણ કે તેઓ એક દેશપ્રેમી છે, દેશભક્ત છે, નહિ કે તે ગાંધીજી છે માટે. ખરી રીતે તો આપણે ગાંધીજીને પૂજી દેશપ્રેમની ને દેશસેવાની ભાવનાને જ પૂજીએ છીએ.

કોઇ કોઇ વખતે દેશનાયક તરીકે પ્રસિદ્ધિમાં આવેલા માણસના વ્યક્તિપૂજકો ઘણા જ વધી પડે છે. ઘણા એવા માણસો નીકળી આવે છે, કે જેમની દેશભક્તિનું મૂળ ગાંધીભક્તિ હોય છે. તે લોકો દેશભક્તિ કરી ગાંધીભક્તિ કરે છે. અને તેમ કરવામાં પણ દેશભક્તિની ભાવનાનું પ્રાબલ્ય નથી હોતું, પણ ગાંધીજી કેમ ખુશ થાય એ વિચાર જ હોય છે. તેને પરિણામે ગાંધીજી ખુશ થાય એમ જ કરવું એમાં જ એમની દેશભક્તિની પરિસીમા આવી જાય છે.

કહેવાનો આશય એવો નથી કે ગાંધીજી જેવી મહાન વિભૂતિઓની કદર ન કરવી. ગાંધીજી પૂજ્ય છે જ, પણ વ્યક્તિપૂજક તેમની પૂજા ઉપર જણાવેલે રસ્તે કરશે; જ્યારે જે ભાવનાપૂજક છે અને જેનામાં દેશપ્રેમની સુષુપ્ત ભાવના ગાંધીજી દ્વારા જાગ્રત થઇ છે તે દેશપ્રેમની ભાવનામાં તન્મય થઇ જશે. 'હું શું કરીશ તો ગાંધીજી ખુશ થશે' તે વિચાર જ તેને નહિ આવે, પણ ગાંધીજીએ જ જાગ્રત કરેલી એ ભાવનામાં, ગાંધીજીએ જ પ્રકટાવેલી એ દેશદાઝની અગ્નિજ્વાળામાં, પોતાની જાતને હોમી દેશે. અને કદાચ કાલે ઊઠી ગાંધીજી ફરી જાય, મહાત્મા મટી જાય, તોપણ તે પોતે તો દેશપ્રેમી જ રહેશે.

વ્યક્તિપૂજક ઘણી વખત નિરાશ થાય છે; ભાવનાપૂજકને નિરાશાનું કારણ હોતું જ નથી. કેટલાએ માણસો એવા હશે કે જેમણે, પોતે જેને પૂજ્ય માનતા હોય તેવા માણસોનાં સ્વદેશી વ્રત જોઇ પોતે પણ સ્વદેશી વ્રત લીધેલાં, પણ પછી તે પૂજ્ય માણસોએ ખાદી છોડી ત્યારે તેમણે પણ ખાદી છોડી ! આને બદલે જે લોકો સ્વદેશીની ભાવનામાં જ ઊતર્યા હતા તેમને માટે કોણે શું કર્યું એ સવાલ જ ઊભો નથી થયો.

વ્યક્તિપૂજાનાં અનેક માઠાં પરિણામોમાંનું એક મહાભયંકર પરિણામ આજે આપણે નજરે જોઇએ છીએ, અને તે કોમી વિખવાદ. પયગંબરો અને ધર્મસંસ્થાપકોના વ્યક્તિપૂજકોની વ્યક્તિપૂજા જ એને માટે જવાબદાર છે. તે વ્યક્તિપૂજકો, પયગંબરો અને ધર્મસંસ્થાપકોના મૂળ સિદ્ધાંતથી વિરુદ્ધ કામ કરે છે છતાં, પોતે વફાદાર છે એમ માને છે. વ્યક્તિપૂજા અવનતિને રસ્તે ઘસડી જાય છે અને તેમાંથી ઇર્ષા જન્મે છે.

ભાવનાપૂજક માણસ વ્યક્તિનાં બંધન ભેદી વિશાળ ભાવનામાં જ મસ્ત રહે છે. તેના સૌજન્યને પયગંબર કે ધર્મસંસ્થાપકની

વ્યક્તિ મર્યાદિત કરી શકતી નથી. તે હંમેશ સહિષ્ણુતાની મૂર્તિ-સમો જ હોય છે, દરેક વસ્તુમાંથી ગુણ ગ્રહણ કરનાર ભાવનાપૂજક જ હોય છે. નાના બાળક પાસેથી પણ કાંઈક શીખવાની ઇચ્છા, નિરભિમાની બની ગમે તેની પાસેથી ભેદભાવ રાખ્યા વગર પોતાની જ્ઞાનતૃષા છીપાવવાની નમ્રતા, ભાવનાપૂજકને જ હોય છે. શિષ્ય જો ગુરુની વ્યક્તિનો પૂજક હોય તો તે કદી ગુરુથી સવાયો નહિ થઇ શકે. જો તેણે સવાયા થવું હોય તો તેણે ભાવનાપૂજક જ થવું જોઈએ.

શ્રીકૃષ્ણના પરમ ભક્ત તરીકે ખ્યાતિ પામેલ વીર અર્જુન જો શ્રીકૃષ્ણની વ્યક્તિનો જ પૂજક હોત તો જગત આજે પરમ કલ્યાણકારી ગીતા ગ્રંથથી વંચિત જ રહ્યું હોત. અર્જુનનો શ્રીકૃષ્ણ પર અદ્વિતીય પ્રેમ હતો અને ભક્તિભાવ હતો; પણ કુરુક્ષેત્રમાં, છેવટની ઘડીએ લડવાની સાફ ના પાડી તેણે ખાતરી કરી આપી કે તે શ્રીકૃષ્ણની વ્યક્તિનો પૂજક ન હતો. તેણે શ્રીકૃષ્ણને કહ્યું: “મારું કલ્યાણ શેમાં છે તે મને કહો. મને પોતાને કાંઈ ખબર પડતી નથી.” તેના આમ કહેવામાં શ્રીકૃષ્ણના વ્યક્તિત્વ માટે અનહદ માન અને પૂજ્યભાવ હતાં. પણ સાથે સાથે બધું બરાબર સમજ્યા સિવાય, પોતાના દિલની ખાતરી થયા સિવાય, કેવળ શ્રીકૃષ્ણના શબ્દ ઉપર જ હથિયાર નહિ ઉપાડવાના તેના આગ્રહમાં, તેનો શ્રીકૃષ્ણના વ્યક્તિત્વથી નહિ અંજાવાનો નિશ્ચય હતો. ભાવનાપૂજા જ માણસને ઉન્નતિને રસ્તે લઈ જાય છે.

વ્યક્તિપૂજક હમેશાં મર્યાદિત કામ કરી શકે છે. દરેક વખતે તે હુકમ અને સૂચનાની રાહ જોતો ઊભો રહે છે અને તે ન મળે તો શું કરવું એ મહાપ્રશ્ન તેની આગળ ઊભો થાય છે. વ્યક્તિપૂજા માણસને સંકુચિત બનાવે છે. તેનામાં સ્વતંત્ર વિચાર નાશ પામે છે. વ્યક્તિપૂજા અવનતિકર છે. ભાવનાપૂજક માટે

અનંત ક્ષેત્ર હોય છે. તેને હુકમ કે સૂચનાની જરૂર નથી. તેને પોતાના કાર્ય માટે નિરંતર પ્રેરણા મળ્યા જ કરે છે. પોતાની જાતે જ પોતે શું કરવું તેનો નિર્ણય તે કરી લે છે. ભાવનાપૂજકનું હૃદય વિશાળ બનતું જાય છે. ભાવનાપૂજા ઉન્નતિકર છે. વ્યક્તિ-પૂજકની પ્રગતિ પરાશ્રયી છે; ભાવનાપૂજક પોતે જ પ્રગતિસ્વરૂપ બને છે. વ્યક્તિપૂજકના હૃદયમાં ક્ષુદ્રતા હોય છે; જ્યારે ભાવના-પૂજકમાં ગૌરવ છે. વ્યક્તિપૂજક એક બીજી વ્યક્તિમાં પોતાનું વ્યક્તિત્વ સમાવી દઈ, પોતામાં જ રહેલી નૈસર્ગિક સર્જનશક્તિની અવગણના કરે છે; જ્યારે ભાવનાપૂજક પોતાના ધ્યેયમાં જ, પોતાની ભાવનામાં જ પોતાનું વ્યક્તિત્વ ઓસારી દઇ પ્રકૃતિને ખોળે આનંદથી રમે છે. વ્યક્તિપૂજક પરતંત્ર છે; ભાવનાપૂજક હંમેશ સ્વતંત્ર છે.

આપણે ભારતના નવયુવાનોએ વ્યક્તિપૂજક નહિ પણ ભાવનાપૂજક જ બનવાનું છે. ભાવનાપૂજક જ સાચો ક્રાન્તિકારી થઇ શકે.

❀

# પ્રકરણ ૭ મું

## પરદેશી રાજ્યનો અર્થ

જ્યારે જ્યારે સરકાર, ખાસ કરી રાજ્યદ્વારી મુકદ્દમામાં, પ્રતિષ્ઠાનો સવાલ આગળ લાવે છે અને આપણી પાસે તે કબૂલ કરાવવા માગે છે, ત્યારે આપણી પ્રતિષ્ઠાનો તો આડો આંક જ આવી જાય છે. મુઠ્ઠીભર માણસો પ્રજાના મોટા ભાગની વાતને, ન્યાયની વાતને, નમતું આપવામાં માનહાનિ સમજે છે; તો પછી ત્રીસ કરોડની પ્રજા તે મુઠ્ઠીભર માણસોને પોતાના પર રાજ્ય કરવા દે એમાં ત્રીસ કરોડની પ્રતિષ્ઠાનું તો સત્યાનાશ જ વળી જાય છે. આમ છતાં સરકાર પ્રતિષ્ઠાનો સવાલ આગળ લાવતાં શરમાતી નથી; તે આપણને દાઝયા ઉપર ડામ જેવું છે. એ પ્રતિષ્ઠાના સવાલમાં ફક્ત એક જ ધ્વનિ રહેલો છે: "હિંદીઓ તો નામર્દ જ છે, તેમને વળી પ્રતિષ્ઠા કેવી? અમે મુઠ્ઠીભર છતાં ત્રીસ કરોડ નામર્દોના ધણી છીએ. અને અમે જો એમની વાત કાને ધરીએ તો અમારું પુરુષાતન લાજે, કારણ અમે મર્દબચ્ચા છીએ." પ્રતિષ્ઠાનો સવાલ આગળ કરાય છે ત્યારે ગમે તેટલી શબ્દજાળ છતાં આ ધ્વનિ આપણા કાન પર પડે છે. એ સત્ય તરફ આપણે આંખ મીંચી શકતા નથી. આપણું મન તો તે જ વખતે કહે છે કે પરદેશી રાજ્યનું આપણા પર અસ્તિત્વ એટલે આપણી મર્દાનગીનું અપમાન— આપણા પુરુષાતનનું અપમાન.

આપણે સ્વાતંત્ર્યનો વિચાર કરીએ છીએ ત્યારે સાધારણ રીતે પરદેશી રાજ્યના ગેરફાયદા ગણીએ છીએ—જેવા કે "પરદેશી રાજ્ય આપણને સુખી કરે જ નહિ; પોતાનું પેટ ભરવા રાજ્ય કરે

તેને પ્રજાની લાગણી ન જ હોય; પરદેશી રાજ્યથી દેશનો વેપાર-ઉદ્યોગ કદી ખીલે નહિ; પરદેશી રાજ્ય દેશનો પૈસો તાણી જાય; પરદેશી રાજ્યને લીધે આપણા દેશના કરોડો માણુસો ભૂખે મરે છે. વગેરે વગેરે." વળી વધારામાં એમ પણ કહેવામાં આવે છે, કે આપણે ત્રીસ કરોડ હોવા છતાં મુઠ્ઠીભર અંગ્રેજો આપણા પર રાજ્ય કરે એ ઘણી શરમની વાત કહેવાય.

આ બધાં કારણો આપણી બુદ્ધિને ગ્રાહ્ય લાગે છે, પણ સ્વાતંત્ર્યના સિદ્ધાંત જોડે તેને કાંઇ પણ સંબંધ નથી. ખાસ કરી ક્રાન્તિવાદી નવયુવાનો માટે આ દૃષ્ટિબિંદુ ન જ હોવું જોઇએ. પરદેશીની ધૂંસરી નીચે ચગદાઇ રહેલી પ્રજા માટે પરદેશી રાજ્ય-તંત્રના ગુણદોષ જોવાનું રહેતું જ નથી.

પરદેશી રાજ્યમાં કદાચ આપણે સુખના સાગરમાં તરીએ; પરદેશી રાજ્યને લીધે કદાચ આપણા દેશમાં પૈસાની છોળો ઊડે; પરદેશી રાજ્યથી કદાચ એવો વખત આવે કે દેશના તમામ માણુસો પેટ ભરવા ઉપરાંત ઘણું કમાય;—છતાં પણ પરદેશી રાજ્ય આપણે ન જ જોઇએ, કારણ આપણે માથે પરદેશી રાજ્યનું અસ્તિત્વ એ જ આપણી મર્દાનગીનું અપમાન છે એ સત્ય દરેકના હૃદયમાં ઊગી જવું જોઈએ. આપણે કપાળે, ગમે તેટલો વૈભવ છતાં, નામર્દાઇનો સિક્કો છે. તે અપમાન સહન કરવું આપણે માટે શક્ય નથી. માટે જ આપણે તેનો નાશ ઇચ્છીએ છીએ. આ દૃષ્ટિબિંદુથી આપણે એ જ નિર્ણય પર આવીશું કે પરદેશી રાજ્ય ગમે તેટલું સારું હોય, સોનાનું હોય તોપણ, તે નહિ જોઇએ. પરદેશી રાજ્ય, પરદેશી હોવાના કારણે જ, અસ્વીકાર્ય છે.

સંખ્યા કે શક્તિના વિચારને પણ આપણે અગ્રસ્થાન ન આપવું જોઇએ. કોઇ એક સાઠ કરોડની પ્રજા હોય તોપણ તે આપણી પર રાજ્ય કરવા અશક્ત હોવી જોઇએ. અલબત્ત, ઉપર

જણાવેલાં કારણો આપણા બળતા અપમાનિત હૃદયમાં ઘી હોમે છે, પણ આપણી આંખ આગળ એક જ ભયંકર દુઃખ હોવું જોઇએ— પુરુષ માટે સૌથી હીણામાં હીણું અપમાન: મર્દાનગીનું અપમાન.

સ્વાતંત્ર્ય યુદ્ધ કેવળ સ્વાતંત્ર્યપ્રિયતાને કારણે જ હોય, તેને બીજી કોઇ શરતની જરૂર નથી. ધન, દોલત અને વૈભવ એ બધાં ગૌણ કારણો છે. નવયુવાનોએ ખાસ કરી લક્ષમાં રાખવાનું છે, કે આપણે ધન માટે નથી લડતા, આપણે વૈભવ માટે નથી લડતા, પણ આપણે સ્વતંત્રતા માટે લડીએ છીએ. સ્વાતંત્ર્ય એ હૃદયની ભાવના છે. ધન–દોલત–વૈભવ સ્થૂળ વસ્તુઓ છે. ધન–દોલત એ હૃદયની જવાળા નહિ સમાવી શકે.

સત્ય સંપૂર્ણ જ હોય છે. વધારે સત્ય કે ઓછું સત્ય એવું નથી હોતું. સત્ય નહિ તે અસત્ય. જરાક ઓછું સત્ય એવું કાંઇ છે જ નહિ. જરાક ઓછું સત્ય એટલે અસત્ય જ. તેવી જ રીતે સ્વતંત્રતા એટલે સ્વતંત્રતા જ. જરાક ઓછી સ્વતંત્રતા એટલે પરતંત્રતા જ. તેથી આપણે સુધારા–વધારા પણ નહિ જોઇએ. આપણે સંપૂર્ણ સ્વતંત્રતા માટે જ લડીએ છીએ. તેથી જ સરકાર શું પગલાં લે છે તેનો આપણે વિચાર જ નથી કરવાનો.

આપણા હૃદયમાં તો હંમેશ એક જ વાત ડંખી રહેવી જોઇએ, આપણી આંખમાં હંમેશ એક જ વાત ખૂંચી રહેવી જોઇએ, આપણા સ્મૃતિપટ પર ફક્ત એક જ વાત મોટા અક્ષરોએ કોતરાઈ રહેવી જોઈએ: અને તે એ જ કે " પરદેશીનું આધિપત્ય એ આપણી નામર્દાઇનું ચિહ્ન છે. માટે તેનો નાશ અથવા આપણો નાશ; એમાંથી એકનો નાશ જેમ બને તેમ જલદી થવો જ જોઇએ. "

# પ્રકરણ ૮ મું

## પરદેશી રાજ્યનું સાચું સ્વરૂપ

હરેક હોશિયાર ચોર કે લૂંટારો, ચોરીના કામમાં કે લૂંટના કામમાં કુશળતા મેળવવા મનુષ્યસ્વભાવનો બહુ જ ઊંડો અભ્યાસ કરે છે. તે પોતે પહેલેથી જ ગણતરી કરી રાખે છે, કે જો હું અમુક કામ કરીશ તો મારો શિકાર અમુક રસ્તો લેશે; તેથી તે તેવા બનાવને પણ પહોંચી વળવાની તૈયારી કરી રાખે છે. કોઇના ઘરમાં પેસે અને પોતાનો શિકાર સૂતેલો હોય તો તે ઓરડામાં પડેલાં હથિયાર કે લાકડીની તે પહેલી જોગવાઇ કરી નાખે છે. બનતાં સુધી તો શિકાર જાગે જ નહિ તેની તે ખાસ કાળજી રાખે છે. ચોરને, પોતે ચોર છે, પોતે ગુનો કરે છે એ વાતનું બરાબર ભાન હોય છે. તેથી જ તે પોતાને કઇ કઇ દિશામાંથી અંતરાય આવવા સંભવ છે, તેની સચોટ ગણતરી કરી રાખે છે. એ ગણતરીમાં જ પોતાના હૃદય પાસે પોતાના ગુનાની કબૂલાત છે.

સરકારે પણ આપણા દેશની આર્થિક લૂંટ ચાલુ રાખવાના હેતુથી, મનુષ્યસ્વભાવના એક અઠંગ અભ્યાસીની ચાલાકીથી આપણું દૃષ્ટિબિંદુ ફેરવી નાખી આપણને આડે રસ્તે ચડાવી દીધા છે. આપણી પાસેથી હથિયાર લઈ લઈ લડાયક જુસ્સો, હથિયારનો ઉપયોગ અને લડાઇની કલ્પના સુદ્ધાં તેણે સ્વપ્નામાંથી પણ કાઢી નાખ્યાં છે. તેણે એવા સંજોગો ઊભા કર્યા છે કે આપણને બળ, સાહસ અને હિંમતની જરૂર જ ન પડે. સરકાર આપણા જાનમાલનું રક્ષણ કરે છે, બીજા પરદેશીઓના હુમલાથી આપણો

બચાવ કરે છે, પછી આપણે બધાએ હથિયારનો ઉપયોગ શીખવાની જરૂર જ શી રહી? આપણી પાસે જો હથિયાર હોય તો આપણે માંહોમાંહે લડી કપાઈ મરીએ!

ખરી રીતે તો પરદેશી સરકાર આપણા શરીરનું રક્ષણ કરી આપણા શરીરમાં રહેલા આત્માને મારી નાખે છે. માણસના શારીરિક ઘાત કરતાં આ ઘાત હજાર દરજ્જે અનિષ્ટ છે. નિરાધાર માણસોને, તેમની સ્થિતિનો લાભ લઇ, પોતે તેમનું ભલું કરે છે એવા ખોટા ભ્રમમાં રાખી, પોતાના સ્વાર્થ ખાતર, એમનાં હીર હણી લઇ, જીવનમાંથી જીવ ચૂસી લેવો અને પછી રાચવું એ નિર્દયતાની પરાકાષ્ઠા છે. એ આખી ક્રિયા એક ભયંકર અને ભીષણ પૈશાચિક લીલા છે.

આપણે એમ માનીએ છીએ કે આપણે પ્રગતિ કરીએ છીએ! આપણે એવા ભ્રમમાં પડયા છીએ, કે પ્રગતિ કરવાનો અને સુધરવાનો શાન્તિમય પથ સરકારની વ્યવસ્થા અને સુરક્ષણને લીધે ખુલ્લો થયો છે! પણ ખરી રીતે તો જ્યાં આપણને સરકારના સુરક્ષણનો વિચાર આવ્યો ત્યાં જ આપણો માનસિક અધઃપાત શરૂ થાય છે. પરદેશીઓના રક્ષણમાં રહેલું ભક્ષણ આપણે સમજવું જોઇએ. તે ભક્ષણ દેખીતી રીતે માલમિલકતનું નથી, પણ આપણા આત્માની ઉન્નત ભાવનાઓનું છે, આપણામાં જે સાચું જીવન છે તેનું છે. આપણું હાલનું જીવન પ્રાણ વિનાનું છે અને તેને માટે સરકાર જ જવાબદાર છે.

ગળથૂથીમાંથી જ આપણા મગજ પર એમ ઠસાવવામાં આવે છે કે આપણે સાવ પછાત અને અણઘડ પ્રજા છીએ અને અંગ્રેજો એમની ચતુરાઇથી આપણને સુધારવા પ્રયત્ન કરે છે. આમ કરીને આપણા હૃદયમાંથી આત્મગૌરવની ભાવના જ તે નષ્ટ કરે છે અને તેને ઠેકાણે આત્મતિરસ્કારની ભાવના પ્રેરે છે. તેમ કરી તે આપણા જીવનના મૂળમાં જ પ્રહાર કરે છે. જ્યાં આપણામાં

આત્મતિરસ્કાર આવ્યો કે આપણી નજર સ્વાભાવિક રીતે જ પ્રેરણા માટે તે લોકો તરફ વળવાની. તેનો લાભ લઈ તે આપણને ઊંધા પાટા બંધાવે છે, આપણને બ્રિટિશ રાજ્યને વફાદાર રહેવા શીખવે છે, આપણને અંગ્રેજોની પાછળ પાછળ તેમને બતાવેલે ચીલે ચાલવાનું કહે છે. ટૂંકમાં, આપણને બેવકૂફ બનાવી આપણે હાથે જ એમના હાથ મજબૂત કરાવે છે. અને આત્મતિરસ્કારના આવરણથી ઢંકાએલી આપણી બુદ્ધિ તે કબૂલ કરે છે! તેણે આપણામાં એટલો આત્મતિરસ્કાર પેદા કર્યો છે કે આપણને આપણા દેશમાં જ પરદેશીઓથી હલકા ગણવામાં આવે તેને પણ આપણે વાજબી માનીએ છીએ. આપણું ગૌરવ એટલું તો હલકું કરી નાખ્યું છે કે સરકારની સો દોઢસોની નોકરી મળવાથી આપણે સંતુષ્ટ રહીએ છીએ, એટલું જ નહિ પરંતુ તેમાં માન સમજીએ છીએ. આપણે આપણી જાત ભૂલી અંગ્રેજોનું ઉપરીપણું સ્વીકારતાં શરમાતા નથી, એટલું જ નહિ ઊલટા તેમાં અભિમાન લઈએ છીએ. ખરેખર, સરકારે આપણાં હૃદય ક્ષુદ્ર બનાવવા માટે ઘણી જ બુદ્ધિ વાપરી છે. કારણ આ બધી ક્રિયા, મુખ્યત્વે કરીને કેળવણી આપવાનાં પુણ્યસ્થાનોમાં—શાળા અને કોલેજોમાં જ થાય છે.

આવી રીતે આપણી મનોદશા કલુષિત કર્યા પછી આપણા ક્ષુદ્ર હૃદયને ક્ષુદ્ર વિલાસોમાં વાળવા પ્રયત્ન કરવામાં આવે છે. ઉપરાંત, આપણી આર્થિક અવદશા પણ એવી કરી મૂકી છે કે પેટનો ખાડો પૂરવામાંથી જ આપણે ઊંચા આવી શકતા નથી.

આપણા માનસિક અધઃપાત માટે આટલી જાળ બીછાવ્યા છતાં, જો કોઈ હિંદીની બુદ્ધિ સરકારે ઓઢાડેલા આવરણમાંથી છટકી જઈ દેશપ્રેમની આછી આછી ભાવના સેવતી હોય તો તેની એ ભાવનાને માર્ગ આપવા માટે તેણે ધારાસભા તૈયાર રાખી જ છે. ત્યાં તે બિચારો અર્ધજાગ્રત દેશસેવા થઈ શકે છે એવા ભ્રમમાં રહી, બાબરા ભૂતની માફક વાંસ પર ચડવા ઊતરવાની ક્રિયા

સંપૂર્ણ વફાદારીથી કર્યા જ કરે છે! તેની બધી શક્તિ અને બધો ઉત્સાહ એ જ ક્રિયામાં ખર્ચાઇ જાય છે, છતાં પરિણામ શૂન્ય જ આવે છે. સરકાર આ બધી ક્રિયા, એક કુશળ ખેલાડીના આનંદથી ટોચે ઊભી રહીને જુએ છે અને છાતી ફુલાવે છે.

વળી, માનચાંદ અને ઇલકાબોની લાલચ આપી આપણામાં રહેલા મિથ્યભિમાનના તત્ત્વને પોષી, અહંતાના તત્ત્વને પોષી, કર્તવ્યવિમુખ બનાવવા સરકાર પ્રયત્ન કરે છે.

પણ સરકાર આટલાથી જ નથી અટકી. તે જાણે છે કે પોતે અન્યાય કરે છે અને એ અન્યાય વધારે વખત ગુપ્ત રહે તેમ નથી. કદાચ કોઇ સંસ્કારી હિંદી તેમની આ કપટજાળમાં ન ફસાય અને પોતાના દેશબાંધવોને પ્રેરણા આપે તો સરકારને ભારે પડે. તેવા વખતમાં પોતાના બચાવને ખાતર, અને આપણે હિંદીઓ કાંઇ પણ ન કરી શકીએ એવી સ્થિતિ લાવવા ખાતર, આપણને હથિયાર વગરના કરી નાખ્યા. એટલે આપણને વિચાર આવે તો પણ આપણી સામે આપણાથી અનંતગણું બળવાન રાજ્ય જોઇ પાછા પડીએ. હથિયાર પડાવી લેતી વખતે તેની અનાવશ્યકતા ઉપર ભાર મૂકવામાં આવતો; પણ આપણને હથિયારના ઉપયોગથી વંચિત રાખ્યા પછી એ હથિયારના બળે જ દબાવી દેવામાં આવે છે!

જે સરકાર આટલી નીચતા વાપરી શકે છે, તે સરકાર નીચતાની હદમાં કેટલે સુધી જાય એ કલ્પનામાં આવી શકતું જ નથી. હિંદુસ્તાને પરદેશી રાજ્યો જોયાં છે, તેનાં જુલમો સહન કર્યા છે: પણ તે જુલમી રાજાઓ, માલમિલકત લૂંટતા કે શરીરનો નાશ કરતા, આત્માનો નહિ પણ જીવના રહેવા દઇ, જીવનમાંથી જીવ ચૂસી લેવાની પૈશાચિક વૃત્તિ તો આ સરકારમાં જ છે.

દરેકે દરેક હિંદી નવયુવાને સરકારની આ પૈશાચિક લીલા તેના સાચા સ્વરૂપમાં ઓળખવી જોઇએ.

## પ્રકરણ ૯ મું

## પરદેશી રાજ્યનું સાચું સ્વરૂપ—૨

જ્યારે જ્યારે સરકાર ન્યાયની અને ઈન્સાફની વાતો કરે છે, ત્યારે ત્યારે તે આપણી સામાન્ય બુદ્ધિનું અપમાન કરે છે. "હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્ય" એ વાત જ ન્યાયના મૂળ સિદ્ધાંતથી અસંગત છે. હિંદુસ્તાનમાં હિંદી રાજ્ય જ હોઈ શકે—જોઈએ. સરકારને ન્યાયની દૃષ્ટિએ જોતાં ન્યાયની અને ઈન્સાફની વાતો કરવાનો પણ અધિકાર નથી. જેમ તેનું અસ્તિત્વ આપણે માટે આપણી નામર્દાઈનું ચિહ્ન છે, તેમ તેમને માટે તેમની લૂંટારૂ વૃત્તિનું સૂચક છે. તેમનામાં લૂંટારૂ વૃત્તિ ન હોત તો આજે તેઓ હિંદુસ્તાનના શાસક ન હોત. પરદેશીઓ શોષક ન હોય તો કદી પણ શાસક બની શકે જ નહિ. તેથી અંગ્રેજો હિંદના શાસક નથી, પણ શોષક છે.

તેમની દરેક સંસ્થા એ લૂંટના કામમાં મદદ કરવા અને લૂંટને વ્યવસ્થિત કરવા માટે જ છે. અને એની વ્યવસ્થા એક કુશળ લૂંટારો ઘડી શકે તેટલી ચતુરાઈભરી રીતે ઘડાઈ છે. કુશળ લૂંટારાની વિલક્ષણ દૃષ્ટિથી તેણે જોઈ લીધું કે જો દેશની આર્થિક લૂંટ ચાલુ રાખવી હશે તો પ્રજાને હંમેશને માટે ગાફેલ અને દબાએલી રાખવી પડશે.

એ હેતુ સાધવા તેણે મુખ્યત્વે બે જાળ પાથરી છે: (૧) શાળા–કૉલેજ વગેરે સંસ્થાઓરૂપી, જે આગળ કહ્યું તેમ, કપટ-કળાથી, ઠગવિદ્યાથી પ્રજાના સાચા પ્રાણ હરી લે છે; અને (૨)

પ્રજાની ઉન્નત ભાવનાઓનો વિકાસ અટકાવવા, વ્યવસ્થા અને જાહેર શાન્તિને નામે સજાઓ કરવા, રાજદ્રોહી કલમો હેઠળના કાયદાઓરૂપી. પહેલી જાળમાં નીચતાભરી ક્રૂરતા છે; બીજીમાં એક અઠંગ ઉઠાઉગીરની નફટાઈ છે.

આપણે નવયુવાનોએ હિંદુસ્તાનમાં સરકાર છે એ કલ્પના જ કાઢી નાખવી જોઇએ. આપણે તો એમ જ સમજવાનું છે કે એક લૂંટારૂ ટોળી, વ્યવસ્થિતપણે લૂંટ ચલાવવાના ઇરાદાથી થાણું નાખી બેઠી છે. સરકાર ભલે પ્રતિષ્ઠાની મોટી મોટી વાતો કરી બણગાં ફૂંકે, પણ આપણે તો તેને લૂંટારૂ કરતાં વધારે મહત્ત્વ આપવાનું જ નથી. તેનામાં એક લૂંટારૂની હિંમત ઉપરાંત એક ઠગની કૂટ નીતિનું અજોડ જ્ઞાન છે. તેથી જ્યારે કોઈ પણ હિંદીમાં દેશાભિમાનની ભાવના જાગ્રત થાય છે ત્યારે તે તરત જ ગણતરી કરી નાખે છે, કે તેની એ દેશાભિમાનની ભાવના આગળ જતાં હિંદની આર્થિક લૂંટના કામમાં આડે આવશે. તેથી દેશાભિમાનની ભાવનાને તેણે રાજદ્રોહનો ગુનો ઠેરવી, તે ભાવનાને કચરી નાખવાની તજવીજ કરી છે. પરિણામે દેશાભિમાની તરત જ તેનો શિકાર થાય છે.

પરદેશી સરકારની કોર્ટને આપણે ન્યાયમંદિર કહી ન્યાયની ભાવનાનું અપમાન કરીએ છીએ. જેનામાં ન્યાય તો શું પણ ન્યાયની ભાવનાનો પડછાયો પણ નથી, તેને ન્યાયની કલ્પના જ ક્યાંથી હોય? જે પ્રજાનું શાસક તરીકેનું અસ્તિત્વ તેની લૂંટારૂ અને શોષકવૃત્તિના પોષણ માટે હોય, તે પ્રજાએ ઊભાં કરેલાં કહેવાતાં ન્યાયમંદિરોના પાયા અન્યાય ઉપર જ મંડાએલા હોય છે. એ અન્યાયના કામ માટે સ્થપાએલા હોઇ તેના વાતાવરણમાં પણ અન્યાય જ ભરેલો હોય છે; ખાસ કરી રાજદ્વારી મુકદ્દમામાં આ ભયંકર સત્ય તેના સાચા સ્વરૂપમાં પ્રગટ થાય છે.

આવા ન્યાયમંદિરમાં સરકાર પેલા રાજદ્રોહી (!) શિકારને લાવે છે. ત્યાં ન્યાયની ભાવનાનું ખૂન કરી પછી તેની મશ્કરી કરવામાં આવે છે. શિકારને પકડવામાં જ અન્યાય રહેલો છે અને છેવટે પણ અન્યાય કરવાનો નિશ્ચય હોય છે; છતાં શિકાર ઉપર કેસ ચલાવવામાં આવે છે અને તેને પોતાનો બચાવ કરવાનું કહેવામાં આવે છે! બચાવ કરવાની છૂટને સરકાર 'અધિકાર' મનાવે છે અને આપણે તેમ માનીએ છીએ. પણ વસ્તુતઃ તો તે વધારેમાં વધારે, કપરામાં કપરું અપમાન છે. કેસ ચલાવવાની આખી ક્રિયા અને તેની પાછળ રહેલી ભાવના એ એક ક્રૂર લીલા છે. જેમ બિલાડી ઉંદરને પકડી તેને મારી નાખતા પહેલાં ઉછાળી ઉછાળી રમાડે છે; જેમ કાગડો દેડકાની આંખ ફોડી તેને રિબાવતો રિબાવતો ધીરે ધીરે ચંચુપ્રહાર કરે છે; તેમ સરકાર કેસ ચલાવી તેટલો વખત પોતાના શિકારને રમાડે છે.

જેમ એક શક્તિમાન બહારવટીઓ પોતાના ધનવાન શિકારને પકડી, પોતાની શક્તિમાં સંપૂર્ણ વિશ્વાસને લીધે, શિકારની નિરાધારતાની ખાતરીને લીધે, અને શિકાર જોડે સહેજ ટીખળ કરવાના હેતુથી, એક ઝાડીમાં પોતાની ટોળીનો નાનોશો દરબાર ભરે, અને શિકારને તેનું અપમાન કરતો, તેની નિરાધારતાની યાદ આપતો, પોતે એક મહાબળવાન સામે તેની ક્ષુદ્રતાનું ભાન કરાવતો તે બહારવટીઓ ક્રૂર અટ્ટહાસ્ય કરી ટીખળમાં પૂછે કે "ભાઈ! કહે, તને કેમ ન લૂંટવો?" એવી જ રીતે સરકાર સ્વદેશાભિમાની માણસને પકડી શિકાર બનાવે છે, એ તેની લૂંટારુ વૃત્તિ છે, તેને બચાવ કરવાની છૂટ આપે છે તે પોતાની શક્તિનો મદ, અને શિકારને અપમાનિત કરવાનો હેતુ છે; અને કેસ ચલાવવાની આખી ક્રિયા તે શિકારના જીવ જોડેની ક્રૂર રમત છે.

આ વસ્તુ સમજ્યા પછી સરકારની પ્રતિભા આપણને નહિ આંજી શકે, તેની શબ્દજાળ આપણને ભ્રમમાં નહિ રાખી શકે.

આપણે તેનાં વચનો અને ઢંઢેરાને બિલકુલ વજન નહિ આપીએ, એટલું જ નહિ પણ તે બધાને, તેની એ ભયંકર પૈશાચિક લીલાનું એક અંગ ગણી, આપણી વિવેકબુદ્ધિનું અપમાન કરનાર અને આપણી પ્રગતિનો ઘાત કરનાર નીચ પ્રયત્ન ગણીશું.

પરદેશી સરકારને સરકાર તરીકે ગણવાનો ઇનકાર કરી, આપણે તેના મૂળમાં જ પ્રહાર કરવો જોઈએ.



## પ્રકરણ ૧૦ મું

### ક્રાન્તિ અને ગણતરી

**ક્રાન્તિકારીએ** પોતાના ધ્યેયનું એક જ દષ્ટિબિંદુ રાખવું જોઇએ, તેની અંદર બીજી વાતો મેળવી દેવી ન જોઇએ. ડહાપણ અને શાન્તિના વિચારથી ઘણી વખત આપણે પાછા પડીએ છીએ અને અજાણતાં પણ આપણી કાયરતાને પોષીએ છીએ.

આપણે સ્વરાજ્યની વાતો કરીએ છીએ તે વખતે, પરદેશી રાજ્યના અંતની વાતો કરીએ છીએ તે વખતે, "સ્વરાજ કેવું હશે? તેમાં લોકોના જાનમાલની સલામતી કેવા પ્રકારની હશે? તેનું બંધારણ કેવા પ્રકારનું હશે? વર્તમાન રાજ્ય કરતાં તે કેટલે દરજ્જે સારું હશે?" એવા એવા ઘણા પ્રશ્નોના વિચાર કરવામાં આવે છે. આ રીત ક્રાન્તિકારીની ન કહેવાય. એ બધા વિચાર કરી આપણે જે કરવાનું છે તે મોકૂફ રાખવા પ્રયત્ન કરીએ છીએ.

નવયુવાનોએ તો એક જ દષ્ટિ રાખવી ઘટે: ચાલુ સ્થિતિ સહન નથી થતી માટે તે દૂર થવી જ જોઇએ. પરદેશીનું રાજ્ય જ

ન જોઇએ, માટે તેનો અંત લાવવો જોઈએ. તેનો અંત કેમ લાવવો એના જ વિચાર આજે કરવા જોઇએ. તેનો અંત લાવ્યા પછી શી દશા થશે તેનો આજે વિચાર કરવાનો ન હોય. નવયુવાનોમાં એટલી આત્મશ્રદ્ધા કેમ નથી, કે અમારા બળથી મેળવેલા સ્વરાજ્યમાં ગમે તેવી દશા થશે તોપણ તે વર્તમાન દશા કરતાં સારી હશે? અત્યારે શું મરણ કરતાં સારી દશા છે? અત્યારની દશા શું રાચવા જેવી છે? એટલે યુવાનોએ આજે ભવિષ્ય માટે વિચાર કરવાની જરૂર નથી.

સ્વરાજ્ય ભલે અંધાધુંધીભર્યું હોય, ભલે તેમાં જાનમાલની સહીસલામતી ન હોય. કદાચ પરદેશીના ગયા પછી દેશભરમાં અરાજકતા અને અસ્તવ્યસ્તતા વ્યાપે તોપણ તે આજની દશા કરતાં સારી હશે. પરદેશીઓના ગયા પછી આપણે માંહોમાંહે લડી મરીએ અને જગતમાંથી સમસ્ત ભારતવર્ષની હયાતિ જ નષ્ટ પામે તોપણ તે પરદેશીઓનાં બંધનમાં સડતા ભારતવર્ષ કરતાં આવકાર-દાયક છે. નામર્દોથી ભરચક ભારત કરતાં માનવવિહોણું પાધર જેવું ભારત હજાર દરજ્જે ઇષ્ટ છે. ગમે તે પરિણામ આવે પણ પરદેશી રાજ્યનો અંત લાવવો જ જોઈએ, કારણ કે તે અનિષ્ટમાં અનિષ્ટ દશા છે એવી આપણી દૃઢ માન્યતા હોવી જોઈએ.

સ્વાતંત્ર્ય એ આપણો જન્મસિદ્ધ હક છે—જેમ હવા લેવી, ખાવું, પીવું વગેરે છે તેવી જ રીતે. આપણને હવા નથી મળતી તો આપણે જીવી શકતા જ નથી; તેવી જ રીતે આપણને સ્વાતંત્ર્ય ન મળે તો આપણું જીવવું અશક્ય છે. હવા ન મળવાથી નીપજતું મરણ સ્થૂળ શરીરનું હોઈ તે આપણે નજરે જોઇ શકીએ છીએ; જ્યારે સ્વાતંત્ર્યને અભાવે નીપજતું મરણ શરીરમાં રહેલા ચૈતન્યનું છે. આપણું સ્થૂળ શરીર ચાલ્યા કરે છે તેથી તે મરણ આપણે એકદમ જોઇ શકતા નથી; પણ વિચારશીલ હોય તે તો જોઇ શકે

છે, કે જેને લીધે સ્થૂળ શરીરના જીવનની કિંમત છે, જે ખરેખરું જીવન છે, તે હણાઈ જાય તો પછી સ્થૂળ શરીર જીવે કે ન જીવે તે સરખું જ છે. તેથી તે સ્વતંત્ર થવા પ્રયત્ન કરે છે. તે પ્રયત્ન કૃત્રિમ નથી હોતો પણ સ્વાભાવિક હોય છે. જેમ હવા ન મળતાં શરીર શ્વાસ લેવા તરફડાટ કરે છે, તેમ સજીવ માણસ સ્વતંત્રતા ન મળતાં તરફડીઆં મારે છે અને સ્થૂળ શરીરને તે મેળવવાના કાર્યમાં પ્રેરે છે.

એક ડૂબતો માણસ જ્યારે પાણી તેના હવા લેવાના જન્મસિદ્ધ હકમાં આડે આવે છે, ત્યારે વલખાં મારે છે અને પાણી સાથે લડે છે. પાણીમાં એ તરફડીઆં મારવાનું કામ સ્વાભાવિક હોય છે. તરફડાંઆં મારવાં કે નહિ તેનો વિચાર કરવાનો તેને અવકાશ પણ નથી હોતો. તરફડીઆં મારવાથી હું જીવીશ કે નહિ તેનો પણ તે વિચાર નથી કરતો. કદાચ એમ ખાતરી થાય કે બચવાનો ઉપાય નથી અને આશા નથી તો પણ તે તરફડાટ ચાલુ જ રાખશે. હવા લેવાના તેના જન્મસિદ્ધ હકમાં તે પાણીનો વિક્ષેપ લેશમાત્ર પણ સહન કરી શકતો જ નથી. તેના તરફડાટ દરમિયાન જો તેને કહેવામાં આવે કે "હાથ હલાવીશ તો જેલમાં મોકલવામાં આવશે અને પગ હલાવીશ તો દેશપાર કરવામાં આવશે" તો તેની અસર તેના પર બિલકુલ થશે જ નહિ, તે તે સાંભળશે પણ નહિ. આપઘાત કરવા પાણીમાં પડેલો માણસ પણ તરફડીઆં મારે છે. ઉપરાંત, તરફડીઆં મારતી વખતે તે વિચાર નહિ કરે, કે હું જીવીશ તો સુખી થઇશ કે દુઃખી? પોતાના હવા લેવાના જન્મસિદ્ધ હક માટે લડતી વખતે માણુસને હવા લેવા સિવાય બીજો વિચાર જ નથી આવતો. પોતાના મોતને તે કિનારે ઊભેલું જુએ તોપણુ તે પોતાનો પ્રયત્ન નહિ છોડે.

તેવી જ રીતે આપણી સ્વાતંત્ર્ય માટેની પ્રવૃત્તિ પણુ એટલી જ સ્વાભાવિક છે. સ્વાતંત્ર્યના હકથી વંચિત રહેલો

જીવ જીવી શકતો નથી, તે ગુંગળાય છે; તેથી તે તરફડાટ કરે છે. તેનો એ તરફડાટ એ જ આપણી ચળવળ છે, એ જ આપણી ક્રાન્તિ છે. તેથી આપણી નજર આગળ સ્વાતંત્ર્ય સિવાય બીજી એક પણ વાત ન હોવી જોઈએ. સરકારની ધમકીઓ અને આશા આપનારા ઢંઢેરાઓ, આપણું લક્ષ્ય આપણા ધ્યેયથી બીજી દિશામાં નહિ વાળી શકે. ડૂબતા માણસને તો બહારની મદદ લાભકર્તા થઇ પડે, પણ આપણી સ્વતંત્રતાની લડતમાં બહારની મદદ જરાએ કામ આવે એમ નથી. તેથી આપણું ધ્યાન, બીજાઓ આપણે માટે શું કરશે અને કેવો અભિપ્રાય બાંધશે તે તરફ ન જવું જોઇએ.

આપણી પાસે તો એક જ વાત, કે ગમે તે ભોગે પણ સ્વતંત્ર થવું. સ્વતંત્રતાને પરિણામે આપણે માથે જે જે જવાબદારી આવે અને જે જે પરિસ્થિતિ ઊભી થાય તે તે ગમે તે પ્રકારની હોય છતાં પણ તેને પહોંચી વળવા આપણે નિશ્ચય કરવો જોઈએ. પણ આજે તો, ગમે તે ભોગે સ્વતંત્ર થવું એ એક જ વિચાર નવયુવાનોનાં મગજમાં ઘૂમી રહેવો જોઇએ.



## પ્રકરણ ૧૧ મું.

### અહિંસાની સાધના

આપણે આપણી લડતમાં અહિંસાને મુખ્ય સ્થાન આપ્યું છે. આપણે અહિંસા દ્વારા જીતવા માગીએ છીએ; તેથી અહિંસા વિષે આપણે ખાસ વિચાર કરવો જોઈએ.

ગાંધીજીએ ઘણી વખત કહ્યું છે તેમ, અહિંસા એ વીરતાની પરાકાષ્ટા છે. જ્યારે વીરની વીરતાનું ધોરણ ઘણું ઉચ્ચ થાય, જ્યારે શરીરબળના ઉપયોગને તે અણછાજતો માને, ત્યારે તે પોતાના સિદ્ધાંતની ખાતર માર સહન કરી લે છે અને મોત પણ સ્વીકારી લે છે.

તેને શરીરબળના ઉપયોગ વિષે હલકો વિચાર હોય છે, તેને તે અવનતિકર કાર્ય માને છે; તેથી તે શત્રુના શરીરબળથી અંજાતો નથી અને છેવટ સુધી ટકી રહે છે. માર ખાતાં ખાતાં પણ તે પોતાનું ગૌરવ છોડતો નથી. તે પ્રતિકાર નથી કરતો. પોતાનું શરીરબળ અથવા પોતાની હિંસક શક્તિ, શત્રુથી ઓછી છે કે વધારે એ સંબંધી તે વિચાર જ નથી કરતો. તેના હૃદયમાં વિશ્વાસ હોય છે કે તે એક વધારે ઉચ્ચ રીતિથી શત્રુનો સામનો કરી રહ્યો છે. તેથી તેના મોં પર ગ્લાનિ કે વિલાપણું નથી આવતાં, પણ સ્વમાન અને ગૌરવ તેની આંખમાં રમી રહે છે અને શરીરબળ તરફ તે તુચ્છકારથી જુએ છે.

આવા વીરોનો આદર્શ નજર સમક્ષ રાખી, આપણે અહિંસાનો માર્ગ લીધો છે. પણ આપણા હૃદયમાં જ્યાં સુધી હિંસા

માટે માન હોય, જ્યાં સુધી આપણે હિંસાવાદીને વશ વર્તતા હોઇએ, ત્યાં સુધી આપણે અહિંસાનો કક્કો પણ નથી શીખ્યા એમ માનવું જોઇએ.

આપણે તો અહિંસાનો અર્થ એટલો જ કર્યો છે, કે અહિંસા એટલે હાથ ન ઉપાડવો. મનમાં ગમે તે વિચાર હોય છતાં હાથ ન ઉપાડીએ એટલે આપણે અહિંસા પાળી એમ સંતોષ માનીએ છીએ. ઘણી વખત ટોળા ઉપર પોલીસ તૂટી પડે છે અને પોતાના ડંડાનો છૂટથી ઉપયોગ કરે છે. તે વખતે ટોળાનો દરેક માણસ નાસવા માંડે છે, અને પાછળથી અહિંસાને નામે પોતાનો બચાવ કરે છે. આવી સ્થિતિમાં, આપણને અહિંસા વિષે સ્પષ્ટ ખ્યાલ ન હોય તો આપણે વીર થવાને બદલે વ્યંડળ થઈ જઈએ એવો પૂરેપૂરો સંભવ છે.

અહિંસાનું મૂળ હિંમતમાં અને આત્મવિશ્વાસમાં છે. જ્યારે માણસ જાગ્રત થાય છે ત્યારે પોતે પ્રકૃતિનો બાળક છે એ વાતનું તેને ભાન થાય છે; અને પ્રકૃતિએ તેને ઉત્તમમાં ઉત્તમ બક્ષિસ, મનુષ્યહૃદયની બક્ષિસ આપી છે એ વાતનું તેને જ્ઞાન થાય છે. પ્રત્યેક મનુષ્યને, ભૂતમાત્રને તે પ્રકૃતિનાં સંતાન ગણે છે. તેથી તેનામાં ભૂતમાત્ર માટે એક પ્રકારનો પ્રેમ જાગ્રત થાય છે. આ જ્ઞાન થવાથી તે પોતાના શરીરને, પ્રકૃતિની એ અણમોલ ભેટને, માનવહૃદયને, તેના નૈસર્ગિક ભાવ સહિત સાચવી રાખવાનું સાધન માને છે. તેથી જો પોતે કોઈ પણ જાતના અન્યાયને આધીન થાય, અથવા કોઈ પણ પ્રકારનો ભય રાખે, તો પોતે પ્રકૃતિની એ ભેટ માટે નાલાયક ઠરે, એમ તેની દૃઢ માન્યતા હોય છે. તેથી જ તે અહિંસક છતાં અણનમ હોય છે.

હિંસા કરનારમાં જેટલી હિંમત હોય છે, જેટલો આત્મ-વિશ્વાસ હોય છે, તેના કરતાં અહિંસાનું પાલન કરનારમાં એ

વધારે હોવાં જોઈએ. તેથી આપણે એ બે વસ્તુઓ બરાબર કેળવવી જોઈએ. આપણે અહિંસાપાલનનો અર્થ હાથ ન ઉપાડવો એવો ન કરતાં બીજું નહિ, અભય થવું એવો જ કરવો. હાથ ન ઉપાડવાની ક્રિયા તો એક પરિણામ છે, પણ તેની પાછળ એક વિશાળ આંતરિક પ્રવૃત્તિ છે. એ આંતરિક પ્રવૃત્તિની નિરીક્ષા આપણને શીખવશે, કે હાથ ન ઉપાડવાનો આગ્રહ રાખી મારથી બી નાસી જનાર મોટી હિંસા કરે છે અને અહિંસાથી ઘણો દૂર જાય છે; જ્યારે મારનારને સામો મારનાર અહિંસક તો ન જ કહેવાય, પણ નાસી જનાર કરતાં ઓછી હિંસા કરે છે અને તેને માટે અહિંસાના માર્ગ પર આગળ વધવા સંપૂર્ણ આશા છે. મારનારને સામો ઘા કરનારમાં અહિંસાપાલનનું મૂળ એટલે હિંમત છે, જ્યારે નાસી જનારમાં તેનો અભાવ છે. સામો ઘા કરનાર તો દુશ્મનની વ્યક્તિ પર ઘા કરે છે, જ્યારે નાસી જનાર તો બીને પોતાના શરીરમાં રહેલા ચૈતન્યના જ પ્રાણ હરે છે. માટે આપણામાં હાથ ન ઉપાડવો એટલી જ અહિંસાની વ્યાખ્યા છે તે દૂર કરવી જોઇએ.

આપણે અહિંસાના સાધક છીએ, સિદ્ધ નથી. તેથી આપણે સિદ્ધની બાહ્યક્રિયાઓનું અનુકરણ છોડી દઈ, જે રીતથી અહિંસાના માર્ગ પર આગળ વધી શકીએ તે રીત જ અખત્યાર કરવી જોઇએ. આપણે અહિંસાવાદી છીએ માટે આપણે શરીરબળનો ઉપયોગ બનતાં સુધી ન કરવો. આપણે પહેલો હલ્લો તો ન જ કરવો, કદાચ આપણા પર હલ્લો થાય ત્યારે પણ હાથ ન ઉપાડવો. પણ ધારો કે કદાચ માર ખાતાં ખાતાં શારીરિક વ્યથા એટલી વધી જાય કે આપણી સહનશક્તિની હદ આવી જાય ત્યારે આપણે માટે બે જ રસ્તા ખુલ્લા રહે છે: એક નાસી છૂટવાનો; બીજો સામો જવાબ વાળવાનો. અહિંસાનું અધૂરું જ્ઞાન ધરાવનાર

અહિંસાપાલનને નામે નાસી છૂટશે; પણ જે અહિંસાનો ખરો અર્થ સમજે છે, જે અહિંસાપાલનની પાછળ રહેલી આંતરિક પ્રવૃત્તિમાં ઊતર્યો છે, ક્યાં ક્યાં તત્ત્વો અહિંસાને પોષે છે એ સંબંધી જેને બરોબર ખ્યાલ છે, જે અહિંસાનો સાચો સાધક છે, તે જરૂર સામો જવાબ વાળશે. તે દીવા જેવું ચોખ્ખું જોઈ શકશે, કે નાસી છૂટવામાં જે કાયરતા છે તે અહિંસાની ભાવનાની જ ઘાતક છે. નાસી છૂટવાથી, શરીરમાં રહેલા ચૈતન્યના થતા ઘાતથી થતી હિંસા કરતાં સામો ઘા કરવામાં ઘણી જ થોડી હિંસા છે. અને અહિંસાનો સાચો સાધક તો જેમ બને તેમ ઓછી જ હિંસા કરે. તેને સંતોષ રહેશે કે જો કે તેણે હિંસા કરી છે, પણ અહિંસાનાં જે મુખ્ય પ્રેરક બળ છે, તે હિંમત અને મરણભયનો ત્યાગ તેણે કેળવ્યાં છે.

અહિંસાવાદીને લોહી વહેતું જોવું પસંદ નથી હોતું, પણ તે તે દૃશ્યથી ડરતો તો નથી જ. એક વાત પસંદ ન હોવી એ જુદી વસ્તુ છે અને તેનાથી ડરવું એ જુદી વસ્તુ છે. અહિંસકને લોહી વહેવડાવવું પસંદ નથી હોતું, બને ત્યાં સુધી તો તે તે અટકાવવા પ્રયત્ન કરે છે. પણ દુશ્મન જો એવા સંજોગો ઊભા કરે કે તે દૃશ્ય તેણે જોવું જ પડે તો તેથી તે જરાએ ડરશે પણ નહિ. તેનું દિલ દુભાશે, પણ એક કાયરની કાયરતાથી તેનું હૃદય ફફડી નહિ ઊઠે.

બાકી, આજે ક્રાન્તિકારી યુવાનોએ તો શુદ્ધ અહિંસાના સાધક બની, લોહીનું એક ટીપું પણ વહાવ્યા સિવાય, માતાની આઝાદી મેળવવા કટિબદ્ધ થવું જોઈએ.



# પ્રકરણ ૧૨ મું

## આપણી વીરતા

આજે આપણે સ્વાતંત્ર્યયુદ્ધના મોરચા માંડયા છે, પણ આપણને લડાઇના કામમાં શૂર ચઢાવે એવાં રણદુંદુભિ નથી વાગતાં. આપણને રણઘેલા કરી મૂકે એવાં રણશિંગડાના અવાજ આપણે કાને નથી પડતા, કે નથી ગગડતી રણની નોબતો. આપણું લશ્કર નથી શત્રુઓ સામે કૂચકદમ કરી રહ્યું, કે નથી એ ખાંડાનો રણકાર જે નમાલાને પણ પાણી ચડાવે. નથી આપણે જોઇ શકતા ખરેખરી જીવલેણ લડાઈ, જ્યાં લોહી વહેતું હોય અને આપણે પણ મરણીઆ થઈ, બંદૂકમાંથી ગોળીનો વરસાદ વરસતો હોય છતાં, ખુલ્લી છાતીએ તેની સામે જઇએ. આપણે તો ચોમેર દેખાતી શાન્તિ છે. આપણે તો સામાન્ય રીતે જીવવાનું છે. આપણે તો આપણી આર્થિક નબળાઇને લઇને નોકરી કે ધંધોરોજગાર કરવાનાં છે. ગરીબીએ આપણા દેશમાં ઘર કર્યું છે. રણમેદાન અને શૂરાઓની અથડાઅથડીનાં સ્વપ્નાં પણ આપણને દુર્લભ થઈ પડયાં છે. છતાં એવી સ્થિતિમાં પણ આપણે મરણીઆ થઈ ઝઝૂમવાનું છે.

યુદ્ધનાં દશ્યો, ખાંડાનો રણકાર અને રણમેદાનનું સંગીતઃ તો દરેકને પાણી ચડાવે છે. ખરેખરો વીર ન હોય છતાં તે દશ્ય અને તે વાતાવરણને લીધે ઉશ્કેરાઈ દેખાદેખી પણ મરણીઓ થઈ ઝઝૂમે અને મરણની ભેટ પણ કરે. પણ આપણે તો આ દેખીતી શાન્તિમાં પણ એ અશાન્તિ અનુભવવાની છે. હથિયાર વગરના છતાં પણ તે સિપાહીના જેટલા જ હિંમતવાન બનવાનું છે. રણ-

દુંદુભિ કે રણશરણાઈ વાગતી ન હોવા છતાં પણ એ સૈનિક જેટલો જુસ્સો રાખવાનો છે. અહિંસક છતાં પણ આપણે આપણા શરીરની હિંસા થતાં અને આપણું તથા આપણા ભાઈઓનું લોહી વહેતું જોવા તૈયાર રહેવાનું છે. ટૂંકમાં આપણે સાચેસાચા વીર થવાનું છે.

પણ આપણે લશ્કરમાં કૂચકદમ કરતા સિપાહી કરતાં ઘણા ઊંચા પ્રકારના વીર થવું પડશે. આપણે એવી વીરતા કેળવવી પડશે કે જેને બાહ્ય ઉત્તેજનની જરૂર જ ન હોય. આપણે પોતે જ વીરતાસ્વરૂપ હોઈએ. આજે દેશને સાચા વીરોની પણ જરૂર છે, અને જો આપણે સાચા જ વીરો હોઈશું તો જ ટકી શકીશું.

બહાદૂરી, વીરતા અને યુદ્ધની પ્રેરણા આપણે આપણા હૃદયમાં પ્રગટેલી દેશદાઝની જ્યોતમાંથી મેળવવાની છે, આપણા હૃદયમાં લાગેલા અસંતોષના હુતાશમાંથી મેળવવાની છે. આપણા હૃદયમાં આપણે એવો અગ્નિ પ્રગટાવવાનો છે કે આપણને બાહ્ય ઉત્તેજન આવશ્યક ન લાગે. આપણે આપણી વિચારશ્રેણીથી, આપણા ચિંતનથી, આખું વાતાવરણ ક્રાન્તિમય બનાવી કલ્પનામાં જ યુદ્ધથી પરિચિત થવું પડશે અને યુદ્ધની પ્રેરણા મેળવવી જોઈશે.

આપણે આપણા જીવનની ક્રૂર ઘટનાઓ, આપણી આંખ આગળ તારવી લઈ તેમાંથી અસંતોષ મેળવવાનો છે. દરેકે દરેક વાત આપણે સાંભળીએ અને દરેકે દરેક દૃશ્ય આપણે જોઈએ, તેમાંથી આપણને ઉત્તેજિત કરે તે જ તત્ત્વ શોધવાનું છે. આપણા પર પરદેશી રાજ્ય છે, તે આપણી મર્દાનગીનું અપમાન છે, એ વસ્તુનાં જ્ઞાન અને ભાનમાંથી આપણે જુસ્સો મેળવવાનો છે. પરદેશીઓને શાસક તરીકે જોઈ આપણે ઉશ્કેરાવાનું છે. આપણું કુટુંબ, આપણી સ્ત્રી અને આપણા પુત્ર કે પુત્રીને જોઈ આપણે અશાન્ત બનવાનું છે. આપણ કુલાંગારોને જોઈ જોઈ આંસુ સારતી, ભારતમૈયાની

પરદેશીઓને હાથે રેંસાઇ ગએલી કૃષકાય મૂર્તિ આપણી આંખ આગળ ખડી કરી, તેના કરુણ દૃષ્ટિપાતમાંથી આપણે મરણીઆ થઈ ઝઝૂમવાની પ્રેરણા મેળવવાની છે. આપણા હૃદયમાંથી આપણે એ પ્રેરણા મેળવવાની છે. આપણે પરાધીન રહી ઈશ્વરનો પણ ગુનો કર્યો છે, તેથી આપણા હૃદયમાં રહેલા ઈશ્વર પાસેથી, આપણા હૃદયમાં રહેલા રામ પાસેથી, આપણે એ પ્રેરણા મેળવવાની છે. આપણી કલ્પનામાં વસતા રૂંઢમાળ ધારણ કરેલા, ડમરૂવાળીન મહાકાલ ભગવાન શંકરના ડીમ્ ડીમ્ ડીમ્ વાગતા ડમરૂના અવાજમાં આપણે રણદુંદુભિના ડંકા સાંભળવાના છે, અને તેમાંથી પ્રેરણા મેળવવાની છે. પૂજનસમયે આપણા સ્મૃતિપટ પર રમતા, સમસ્ત જગતને ગીતાજ્ઞાનનો ઉપદેશ આપતા, પરમ પુરુષોત્તમ એવા શ્રીહૃષીકેશના પાંચજન્યના નાદમાં આપણે રણભેરી સાંભળવાની છે અને તેમાંથી પ્રેરણા મેળવવાની છે. શોણિતસરિતા વહાવની એ જગદંબાના, તે રણચંડિકાના ત્રિશૂળના ખડખડાટમાં આપણે ખાંડાનો રણકાર સાંભળવાનો છે અને તેમાંથી પ્રેરણા મેળવવાની છે.

એ રીતે ઉત્તેજિત થયેલો, પોતાના હૈયાના જ હુતાશનથી દાઝતો, રોમ રોમમાંથી અસંતોષ અને અશાન્તિની અગ્નિજ્વાળા ભભુકાવતો, ગૌરવની મૂર્તિ સમો, વીર અભિમન્યુની યાદ આપતો, બાલવીર અનિરુદ્ધ સમો, પરદેશીઓની પાશ્ચાત્ય વિજ્ઞાનની અનેક સામગ્રીથી વિભૂષિત થયેલી સેનાને ડારતો, નિઃશસ્ત્ર ભારતીય યુવાન, સ્વાતંત્ર્યની વેદી પર, પોતાની અનેક કોડભરી, અણમીલી કોમળ કાયાની આહુતિ પ્રફુલ્લ વદને આપશે. તેનામાં શસ્ત્રની ટાપટીપથી સુસજ્જ સૈનિક કરતાં સહસ્રગણું શૌર્ય અને વીરતા હશે. તેની વીરતાને દુશ્મનનાં હૃદય પણ વંદશે.

ભારતીય નવયુવાનોએ યાદ રાખવાનું છે, કે આપણે સામાન્ય નહિ પણ અસામાન્ય વીર થવાનું છે.

# પ્રકરણ ૧૩ મું

## નવયૌવના

**નવયૌવના** એ જગતકર્તાની ઉત્તમમાં ઉત્તમ કૃતિ છે. તેને જેટલી વખાણીએ તેટલી ઓછી છે. તેના શરીરમાં, તેના સ્વરૂપમાં કલા છે, તેના હાવભાવમાં કાવ્ય છે અને વિચારમાં દિવ્યતા છે. વિચારશ્રેણીની એ દિવ્યતાથી આચ્છાદિત થએલાં કલા અને કાવ્યમાં કાંઇ ઓર જ પ્રભાવ હોય છે. એ પ્રભાવની પુરુષ પર ઊંડી છાપ પડે છે. પુરુષ તેમાં અંજાય છે અને તેની આરાધના કરતો કરતો તેની પાછળ પાછળ જાય છે.

માતા કે ભગિની તરીકે સ્ત્રી પુરુષને સંસ્કાર આપી ચારિત્ર્ય-ઘડે છે. પત્ની તરીકે સ્ત્રી પુરુષને તે સંસ્કાર કર્તવ્યમાં ઉતારવા અને ચારિત્ર્યબળનો ઉપયોગ કરવા પ્રેરે છે. પુરુષની ચારિત્ર્ય બળનો ઉપયોગ કરવાની ક્રિયાને અને સંસ્કારને કર્તવ્યમાં ઉતારવાની પ્રવૃત્તિને આપણે પુરુષાર્થ કહીએ છીએ. સ્ત્રી પુરુષને પુરુષાતન આપે છે. પુરુષ તે પુરુષાતનનો એક ઉપાસકની તીવ્રતાથી સ્વીકાર કરે છે. તે પછીથી જ પુરુષ સાચો પુરુષ બને છે. પુરુષનું પુરુષાતન સ્ત્રીને જ આભારી છે. તેથી જ જગત સ્ત્રીને પુરુષના પુરુષાર્થની પ્રેરક કહે છે. પુરુષ સ્ત્રીનો અનેક રીતે ઋણી છે.

પણ જ્યારે સ્ત્રીના સ્વરૂપમાં રહેલી કલા અને હાવભાવમાં રહેલાં કાવ્ય ઉપર વિચારની દિવ્યતાનું આચ્છાદન નથી હોતું, ત્યારે તે પુરુષના પુરુષાર્થની બાધક બને છે. માતા તરીકે તે ઉચ્ચ સંસ્કારને બદલે ક્ષુદ્ર મનોવૃત્તિ આપે છે, જેને પરિણામે ચારિત્ર્યબળ અશક્ય જ થાય છે. અને પત્ની તરીકે તે પુરુષની ક્ષુદ્ર મનોવૃત્તિને

પોષે છે અને તેને પુરુષાર્થહીન બનાવે છે. જગતમાં સ્ત્રીનું સ્થાન જ એવું છે કે પુરુષની સારી કે ખોટી દશા માટે તે જ જવાબદાર છે.

આજ ભારતવર્ષ પતિત છે, કારણ કે ભારતવર્ષનું સ્ત્રીત્વ પતિત છે. ભારતવર્ષની સ્ત્રીઓની અભિરુચિ આજે ઘણી જ હલકી થઈ ગઈ છે. તેથી જો સ્ત્રીઓ જાગ્રત થાય તો જ ભારતવર્ષ સુખનો દિવસ જોઈ શકે.

કહેવામાં આવે છે, કે પુરુષો ઊંચા વિચારના અને સારા થાય, સ્ત્રીઓને છૂટ આપે, સુધારે અને તેમની ઉન્નતિ કરે. પણ આ કેવળ ભ્રમ છે. દેખીતી રીતે સ્ત્રી પુરુષ પાછળ જાય છે, પણ વસ્તુતઃ પુરુષ સ્ત્રી પાછળ ખેંચાય છે. સ્ત્રીઓને સુધારવાનું કામ પુરુષોનું નથી, પણ પુરુષોને સુધારવાનું કામ સ્ત્રીઓનું છે. પુરુષોનો વાંક કાઢી સ્ત્રીઓ પોતાનો વાંક છુપાવવા અજાણે પણ પ્રયત્ન કરે છે. તેથી તેમણે વસ્તુસ્થિતિના ઊંડાણમાં ઊતરવું જોઈએ.

પુરુષના પ્રત્યેક કાર્યમાં, પુરુષના પુરુષાર્થમાં, સ્ત્રીની મનોદશાનું પ્રતિબિંબ છે. પુરુષ ભલે કદાચ એક સ્ત્રીનો પતિ ન હોય, પણ પુત્ર તો છે જ. પણ ભારતવર્ષની આજની માતા પોતાના નામર્દ પુત્રને જોઈ આંખ ઠારી શકે છે. "ગમે તેવો પણ તે જીવતો રહે તો બસ" એ તેની અંતિમ ઈચ્છા હોય છે. માથે પરદેશીનું રાજ્ય છે તેથી પોતાના પુત્રને મર્દ બની ફરવાનો અધિકાર નથી, એ વાત તરફ ભારતવર્ષની માતા આંખ આડા કાન કરી શકે છે. પોતાની કૂખે એક મર્દ જ પેદા થાય, સાચો પુરુષ જ પાકે, એ ગૌરવ તેને નથી. પોતાની આંખે જ પોતાની કૂખ લજવાતી જોવા છતાં ભારતવર્ષની માતાનું રુંવાડું સરખું પણ આજે હાલતું નથી. સિદ્ધરાજને હાથે પોતાના કપાઈ જતા પુત્રને રાણકદેવીની

"માણેરા તું મ રોય, મ કર આંખ્યો રાતીઓ;
કુળમાં લાગે ખોય મરતાં મા ન સંભારીએ."

એ શિખામણ, આજનાં નાનાં બાળકોને પોતાની માતા પાસેથી મળવી અશક્ય થઇ છે. અને જ્યાં સુધી માતાઓમાં એ ગૌરવ નહિ આવે ત્યાં સુધી આપણો ઉદ્ધાર અશક્ય જ છે.

ભારતની સ્ત્રીઓનાં અને ખાસ કરીને નવયૌવનાનાં મોં પર સંતોષ જોવો, તેમને સુંદર આભૂષણો અને મૂલ્યવાન ઘરેણાં પહેરી આનંદ માની ફરતી જોવી, એ એક દુઃખદ દશ્ય છે. તેનો એ સંતોષ અને એ પહેરવેશ, તેની પોતાની સ્થિતિ વિષેનું ઘોર અજ્ઞાન સૂચવે છે. અને જો કદાચ તે વિષેનું જ્ઞાન હોય તો તેના માનસિક અધઃપાતની પરાકાષ્ઠા સૂચવે છે. તેને ખબર નથી કે ગળામાં પહેરેલો મૂલ્યવાન હાર ગમે તેટલો ચળકાટ મારતો હશે પણ તેનો હૈયાનો હાર તો તેજવિહીન જ છે. કપાળમાં ગમે તેટલા લાલ કંકુનો સુશોભિત ચાંદલો કર્યો હશે પણ તેનો સૌભાગ્યચાંદલો તો ઝાંખો જ છે. તેને ખબર નથી, કે તે એક મર્દની માતા કે પત્ની નથી, પણ એક ગુલામ, જેના પુરુષાતનને પરદેશીઓ પડકાર કરી રહ્યા છે અને જે પડકારનો જવાબ અણવાળ્યો જ રહ્યો છે, તેવા નામર્દની માતા કે પત્ની છે. અને એક સ્ત્રી માટે એના કરતાં વધારે હીણું બીજું શું હોય ? આજે, સ્ત્રીઓ માટે સુંદર પોશાક એ ગૌરવ નથી પણ ગૌરવહીનતા છે.

એ સ્થિતિ ચાલુ ન રહેવી જોઈએ. સ્ત્રીઓએ એ કલંક દૂર કરવા પ્રયત્ન કરવો જોઈએ. તે પ્રયત્નમાં શારીરિક મહેનત કરતાં માનસિક પરિવર્તનની જરૂર છે. સ્ત્રીઓએ પુરુષની વ્યાખ્યા જે આજ પ્રચલિત છે તે દૂર કરવી જોઇએ. અને આજકાલ પુરુષ બની ફરતા ભારતના નવયુવાનોના પુરુષાર્થ તરફ તીવ્ર અસંતોષની દૃષ્ટિએ જોવું જોઇએ. સ્ત્રીઓએ પુરુષત્વનું ધોરણ એટલું ઊંચું રાખવું જોઈએ, કે જ્યાં સુધી એક કહેવાતા પુરુષે કાંઇ પુરુષાર્થ ન કર્યો હોય ત્યાં સુધી તે સ્ત્રી આગળ આવતાં જ શરમાય.

મોટે ભાગે પ્રત્યેક પુરુષ પોતાની સ્ત્રીની નજરમાં ઊંચું સ્થાન મેળવવા જાણે અજાણે પણ પ્રયત્ન કરે છે. અને સ્ત્રીની દૃષ્ટિ જેમ વિશાળ, સ્ત્રીનું ધોરણ જેમ ઊંચું અને અભિરુચિ શિષ્ટ, તેમ તે પુરુષ વધારે ઉચ્ચ બને છે. પણ જો સ્ત્રી સહેજમાં જ સંતોષ પામી જાય તો પુરુષ સ્વાભાવિક રીતે જ વધારે ઊંચે જવા પ્રયત્ન નથી કરતો.

આજ ભારતની નવયૌવનાઓ પોતાના પતિ સંબંધી વિચાર કરતાં તેનું રૂપ કેવું છે, તેની પાસે પૈસો કેટલો છે, તેનો સમાજમાં મોભો કેવો છે તેનો વિચાર કરે છે. આજે નવયૌવનાઓ 'વાંકી ટોપી અને નીચી બાબરી' પર મોહી પડે છે. 'વાંકી ટોપી અને નીચી બાબરી' એ તેમનું ધોરણ છે. તેથી નવયુવાનો પણ તેટલું જ કરી પોતાની પત્નીને કે ભવિષ્યની પત્નીને ખુશ કરી સંતોષ આપી શકે છે. આજ ભારતમાં નવયૌવના દુર્લભ નથી, પણ સુલભ થઈ પડી છે. તેની અભિરુચિ ઘણી જ હલકી, અને વૃત્તિ સહેજમાં સંતોષાય એવી છે તેથી જ, ભારતીય યુવાન આજે સંકુચિત, ભીરુ અને મહત્ત્વાકાંક્ષાહીન છે.

નવયૌવનાએ યાદ રાખવું ઘટે કે 'વાંકી ટોપી અને નીચી બાબરી' પર મોહી પડનાર સ્ત્રીને પેટ વીર નથી જન્મતા. જો તેણે વીરની માતા થવાના કોડ સેવવા હશે અને પૂરા કરવા હશે તો તેણે વીરની જ પત્ની થવું પડશે. જે સ્ત્રી ગમે તે પુરુષને તેની કિંમત કર્યા વગર પોતાની જાત અર્પણ કરી દે એ તે સ્ત્રી પોતાના સ્ત્રીત્વને લજવે છે. પુરુષના નામને લાયક એવું જેણે કાંઇ કર્યું નથી એવો માણસ સ્ત્રીના પતિ થવાની આશા રાખી સ્ત્રીના સ્ત્રીત્વનું અપમાન કરે છે.

સ્ત્રીને સ્ત્રીત્વનું એટલું અભિમાન હોવું જોઇએ, કે જેનામાં કાંઇ પણ ઊણપ છે એવા પુરુષનો સહવાસ તે સહન જ ન કરી

છે. સ્ત્રીને પોતાની મહત્તા અને દિવ્યતાનું ભાન હોવું જોઈએ. તેને એટલું આત્મગૌરવ તો હોવું જ જોઇએ, કે ગમે તેવા માણસને તે પોતાનું શરીર ન સમર્પે. એક સાચી સ્ત્રી એક સાચા પુરુષની જ પત્ની હોય. જે ગરદન, કૉલર અને નેકટાઈથી સુશોભિત નહિ, પણ ફાંસીની રસીથી દેદીપ્યમાન થવા તૈયાર હોય તે ગરદનની આસપાસ જ નવયૌવનાનો કોમળ બાહુ–લતિકાપાશ શોભે. જે છાતી પર મફલર અને સોનાની કંઠીઓ ઝૂલતી હોય તે છાતી નહિ, પણ જે છાતી દુશ્મનની સૂસવાટભેર ધસી આવતી બંદૂકની જીવલેણ ગોળીને વધાવવા તૈયાર હોય, જે છાતીમાં ક્ષુદ્ર હૃદય નહિ પણ એક વીર હૃદય ધડકતું હોય, તે છાતી પર જ નવયૌવના પોતાનું મસ્તક મૂકી શાન્તિનો શ્વાસ લઈ શકે.

પણ આજ સ્ત્રીઓના આદર્શ એ નથી રહ્યા. અને એના બચાવમાં એમ કહેવામાં આવે છે, કે છોકરીઓને નાનપણથી જ પરણાવી દેવામાં આવે છે. આ દલીલ કાંઇક ખરી છે; પણ એમાં ખાસ વજૂદ નથી. નાનપણથી પરણ્યા છતાં પણ સ્ત્રી પોતાનો ઉચ્ચ આદર્શ સેવી શકે છે અને પોતાના પતિને પ્રેરણા આપી શકે છે. સાંસારિક કે કુટુંબની બાબતમાં આવી સ્ત્રીઓ ઘણી વખત માથું મારી, પુરુષને પોતાની મરજી પ્રમાણે કરવા પ્રેરે છે.

જો સ્ત્રીમાં ખરેખર પોતાના સ્ત્રીત્વનું ગૌરવ હોય તો ગમે તેવા સંજોગોમાં પણ તે પોતાની છાપ પાડી શકે છે. અને પ્રત્યેક સ્ત્રીમાં તે ગૌરવ હોવું જ જોઇએ. જેવી રીતે સ્ત્રીનું સ્ત્રી હોવું એ સ્વાભાવિક છે, જેમ તેના શરીરના અવયવો સ્વાભાવિક છે, તેવી રીતે સ્ત્રી–હૃદયમાં ગૌરવ સ્વાભાવિક જ હોવું જોઇએ. તેને કેળવવાપણું રહેવું જ ન જોઇએ. સ્ત્રી 'માનિની' કહેવાય છે. તેનું માન મુકાવતાં પુરુષને કંઠે પ્રાણ આવા જવા જોઈએ.

આજ ભારતની નવયૌવના માનિની નથી. તેનું માન મુકાવવા પ્રખર પુરુષાર્થની જરૂર નથી. તે ગૌરવની ઉચ્ચ ભાવનાથી વંચિત

છે. એને નાની નાની અને નજીવી વાતોમાં જ રસ પડે છે. તેનું માન આડે રસ્તે વળી ગયું છે. પોતાના પતિને પોતાના મોહપાશમાં કેમ બાંધી રાખવો અને પોતાની ક્ષુદ્ર વાસનાઓ કેમ તૃપ્ત કરવી એનો જ તેને નિરંતર વિચાર રહે છે.

આમ વધારે વખત ન ચાલવું જોઇએ. સ્ત્રીઓએ, ખાસ કરી નવયૌવનાઓએ સમજવું જોઇએ, કે આજે તેઓ ભારતના સ્વાતંત્ર્યની પ્રણેતા છે. તેમણે પુરુષોને મોહમાં રાખી, તેમની પ્રગતિ ન અટકાવતાં જેમ બને તેમ તેઓ આગળ વધે એમ કરવું જોઇએ. દેશની આ દશા છે તે વખતે પુરુષ કદાચ મોહમાં ફસાઇ જશે અને પુરુષાર્થ વિમુખ થશે, એ વિચારથી તેમણે જેમ બને તેમ ઓછાં મોહક અને ઓછાં આકર્ષક થવા પ્રયત્ન કરવો જોઈએ. આજ તેમનું રૂપ અને મોહકતા તેમને પોતાને જ સાલવાં જોઈએ. તેમણે પુરુષ કરતાં પુરુષના પુરુષાર્થને વધારે વહાલો ગણવો જોઇએ. પુરુષોને ચોખ્ખે ચોખ્ખું સંભળાવી દેવું જોઈએ કે "દેશમાં પરદેશી રાજ્ય છે ત્યાં સુધી તમે પુરુષના નામને લાયક નથી." હજાર જાગ્રત પુરુષો આ વાકય કહેશે તેના જેટલી અસર નહિ થાય, તેટલી અસર એક જાગ્રત સ્ત્રી આ વાકય કહેશે ત્યારે થશે.

સ્ત્રીઓએ, પોતાનો સ્વાર્થ વિચારતાં પણ એટલું યાદ રાખવું ઘટે કે પોતાના પતિની પ્રગતિની પ્રેરક બનીને, નહિ કે બાધક બનીને, પોતે તેને પ્રિય થઈ શકશે. જ્યાં સુધી પુરુષ પોતાની પત્નીના મોહપાશમાં હોય, ત્યાં સુધી એ મૂર્છિતાવસ્થામાં, ભોગ-વિલાસ ભોગવતી વખતે તે તેને ઘણી જ વહાલી લાગશે, તેના સિવાય જગતમાં બીજું કાંઇ પણ નહિ જુએ. પણ વખત જતાં જ્યારે તે પોતાના ભૂતકાળ તરફ નજર નાખશે અને પોતે જરાપણ આગળ વધી શકયો નથી તે જોશે,—અને તે પણ પોતાની પત્નીના મોહપાશને લીધે,—ત્યારે તેને તે પત્ની પ્રત્યે માન કે આદર નહિ

રહે, તે તેને વિનાકારણના બંધનરૂપ અને ભારરૂપ લાગશે. તેના હૃદયમાં પ્રેમને બદલે કટુતા સ્થાન લેશે.

અને તેથી ઊલટું, અજ્ઞાન અને કાયરતામૂલક શાન્તિ સેવવા ટેવાઇ રહેલા યુવાનને જ્યારે તેની જાગ્રત પત્ની કર્તવ્યમાં પ્રેરવા પ્રયત્ન કરશે, તે વખતે તે ઘણી જ અકારી લાગશે. શરૂઆતમાં, ઘણા ક્લેશ પણ કરશે અને પુરુષાર્થના કઠિન પથ પર, પત્નીને ગાળો દેતો દેતો ઘણી જ આનાકાનીથી, નાના બાળકની જેમ ધીરે ધીરે પગલાં માંડશે. પણ વખત જતાં જ્યારે તે પોતાના ગત જીવન પર દૃષ્ટિપાત કરશે અને પોતાની પ્રગતિ પોતાની આંખે જ જોશે, ત્યારે તે પોતાની પત્નીને ધન્યવાદ આપશે અને તેનું હૃદય તે પ્રેરણાની મૂર્તિ સમી પત્નીને હજારો વંદન કરશે. તેની પત્ની પછી આખી જિંદગી તેના હૃદયમાં ઘણું ઊંચું સ્થાન ભોગવશે.

સ્ત્રીની સૌથી મોટી વિશેષતા તો એ જ છે, કે કેવળ મોહભાવમાંથી પેદા થએલા સંબંધમાંથી પણ, કેવળ મોહભાવથી નભી રહેલા સંબંધમાંથી પણ, તે પુરુષના હૃદયમાં આત્મોન્નતિની દિવ્ય ભાવના પ્રકટાવી શકે છે. સ્ત્રીપુરુષના સંબંધનું મોટે ભાગે મોહ જ કારણ હોય છે. સામાન્ય અભિરુચિવાળી સ્ત્રી સામાન્ય પુરુષના મોહમાં પડે છે, અને જરા આગળ વધેલી સ્ત્રી વીરના મોહમાં પડે છે. બન્નેમાં મોહ તો છે જ. સ્ત્રી અને પુરુષ એ મોહને લીધે એકબીજા તરફ આકર્ષાય છે. તે આકર્ષણ પ્રણયમાં પરિણમે છે. પ્રણયી બન્યા પછી પણ જેમ જેમ તે યુગલની અભિરુચિ ઉચ્ચ થતી જાય છે, તેમ તેમ તે પ્રણયના પૃથક્કરણમાં ઊંડે ઊંડે ઊતરે છે. એ પ્રણયનું પૃથક્કરણ તેમને પ્રણયની સંકુચિતતાનું ભાન કરાવે છે. એ પ્રણયનું પૃથક્કરણ જ, વસ્તુતઃ એ પ્રણય જ તેમની પ્રણયની સંકુચિત ભાવના છેદી, વિશાળ અને નિઃસ્વાર્થ વિશ્વવ્યાપી પ્રેમની ઝળહળતી જ્યોતનાં દર્શન કરાવે છે. જેમ આપણે રોતા

બાળકને 'બાઉ'ની બીક આપી રમતે ચડાવીએ છીએ, અને બાળક રમતે ચડયા પછી 'બાઉ'ની વાત ભૂલી જઈ રમતમાં મશગૂલ થાય છે, તેમ સ્ત્રી પુરુષને સાંસારિક સુખ, માયા અને મોહથી આકર્ષે છે અને ધીરે ધીરે તેના હૃદયમાં રહેલા અનેક ગુપ્ત ભેદો ખોલી, તેને ભાવનાઓ સાથે રમવાનું શીખવી, પ્રકૃતિમૈયાને ખોળે નિરંતર અસ્ખલિત દિવ્ય આનંદ અનુભવવાને રમતો મૂકી દે છે. અને તેમાં જ પોતાને કૃતકૃત્ય માની સંતોષ પામે છે.

સ્ત્રીની આ વિશેષતાને લીધે જ, તે નિઃસ્વાર્થપણાની મૂર્તિસમી છે. તેના જીવનક્રમમાં સ્વાભાવિક રીતે જ પુરુષને ઉન્નત કરવાનું કાર્ય આવી જાય છે. જગતકર્તાએ, તેને આવી વિલક્ષણતા અર્પી, પુરુષની ઉદ્ધારક બનાવી છે. તેથી પ્રત્યેક સ્ત્રી, પછી તે ગમે તે હોય, માતા સમાન હોઈ વંદનીય છે.

ભારતની સ્ત્રીઓએ, અને ખાસ કરી નવયૌવનાઓએ, પોતામાં રહેલા સ્ત્રીત્વને ઓળખતાં અને માન આપતાં શીખવું જોઇએ.



# પ્રકરણ ૧૪ મું

## અસંતોષ—'સાત્વિક' સંતાપ

આપણે ઘણા વખતથી સ્વરાજ્યની વાતો કરીએ છીએ. સ્વદેશી અને દેશાભિમાનના પાઠ આપણને ઘણા વખતથી શીખવવામાં આવે છે. સ્વરાજ્ય માટેના સચોટ ઉપાય તરીકે, ગાંધીજીએ આપણને અસહકારનો રસ્તો પણ બતાવ્યો; છતાં હજી આપણે પૂરેપૂરા સ્વદેશીવ્રતધારી નથી બન્યા, કે નથી આપણે પૂરેપૂરા સ્વદેશાભિમાની બન્યા. જાણે હજીયે આપણે સ્વરાજ્યનો માર્ગ ખોળવાની માથાકૂટમાં જ નહિ હોઇએ!

આગળ કહ્યું છે તેમ, પરિણામ અને તેની પાછળ રહેલી આંતરિક પ્રવૃત્તિનો ભેદ આપણે સમજવો જોઇએ. આંતરિક પ્રવૃત્તિ શરૂ થયા વગર પરિણામની આશા રાખવી ફોગટ છે. પણ એક વખત આંતરિક પ્રવૃત્તિ શરૂ કરી તો પછી એની મેળે જ, યંત્રની માફક, પરિણામ આવવું જ જોઈએ. આપણે પરિણામને હાલ તરત ગૌણ ગણી તેની પાછળ રહેલી પ્રવૃત્તિને જ પ્રાધાન્ય આપવાનું છે.

સ્વાતંત્ર્યયુદ્ધના પ્રત્યેક કાર્યની પાછળ, સ્વાતંત્ર્યયુદ્ધની આખી પ્રવૃત્તિની પાછળ રહેલી આંતરિક પ્રવૃત્તિ તે અસંતોષની ભભૂકતી જ્વાળા છે. તે અસંતોષની જ્વાળા હજી આપણામાં પૂરેપૂરી પ્રગટી નથી. એક સત્ય જાણવું અને તે સત્યને હૃદયથી અનુભવવું એ બન્નેમાં બહુ જ તફાવત છે. આપણે માથે પરદેશી રાજ્ય છે, પરદેશી રાજ્ય કલંકરૂપ છે, નાનમરૂપ છે, એમ

આપણે બધા જાણીએ છીએ. એ સંબંધી માંહોમાંહે ચર્ચાઓ પણ કરીએ છીએ. પણ એ પરદેશી રાજ્ય આપણા હૃદયમાં સાલે છે ખરું ? જેમ આપણી આંખમાં કાંકરી પડી હોય અને ખૂંચે, આપણી આંખ ન બંધ થઈ શકે કે ન ખુલ્લી રહી શકે, એમ પરદેશી રાજ્ય આપણી આંખમાં—આપણા હૃદયમાં ખૂંચવું જોઈએ. આપણો આત્મા ખળભળી ઊઠવો જોઇએ, આપણે બેચેન બનવું જોઇએ. જો હૃદયમાં સાચી બેચેની પ્રગટી હશે તો તે આપણને કાર્ય કરવા પ્રેરશે. તેથી આપણે નવયુવાનોએ જેમ બને તેમ અસંતોષનો જ પ્રચાર કરવાનો છે.

આપણે આપણી થોડીઘણી જાગ્રતિથી ખુશ થવાનું નથી. આપણે જે મહાન લડત લડવાની છે, તેની સરખામણીમાં આપણી આજની જાગ્રતિ કંઇ વિસાતમાં નથી. જેમ એક કુંભકર્ણ જેવો ઊંઘણશી ભરઊંઘમાં નસકોરાં બોલાવતો પડયો હોય તેને ખૂબ હલાવવામાં આવે અને ઢંઢોળવામાં આવે, ત્યારે “હું હું” કરે અને હાથપગ હલાવી આળસ મરડે, પણ ઢંઢોળવાનું અને બૂમ મારવાનું કામ સહેજ બંધ થાય કે ધીમું પડે કે તરત જ તે ઊંઘણશી પાછો નસકોરાં બોલાવવાં શરૂ કરે છે, તેમ આપણે પણ મોટા મોટા દેશભક્તોના ઉપદેશ સાંભળી હુંકારા કરીએ છીએ અને ઊંચાનીચા થઇએ છીએ, પણ થોડા જ વખતમાં પાછા હતા ત્યાં ને ત્યાં જ આવી જઇએ છીએ. એવા ઊંઘણશીઓ કોઇ પણ મહાન કાર્યમાં પોતાનો ફાળો આપી શકે ખરા ?

સ્વાતંત્ર્યનું મૂલ શોણિત કહેવાય છે. એ શોણિત જો આપણામાં અસંતોષની લાય લાગી રહી હશે તો જ આપી શકાશું. જો આપણું હૃદય અસંતોષની તીવ્ર વેદનાથી તવાઈ ગયું હશે તો જ ગમે તેવો કઠિન કાર્યક્રમ પણ, અમલમાં મૂકી શકીશું. તીવ્ર અસંતોષ એ જ ખરી વસ્તુ છે. અવનત અને પરદેશીઓથી ચૂસાઈ ગએલી પ્રજા માટે અસંતોષ એ જ એક માત્ર આશા છે,

અશાન્તિ એ જ જીવન હોવું જોઇએ, અને પરદેશીઓના રાજ્યનો વિરોધ એ જ કર્તવ્ય હોવું જોઇએ.

આજ એવી દશા છે, કે આપણે આપણી પત્નીના પતિ હોવાનો દાવો કરતાં પત્નીથી જ શરમાઇએ. સાચું દંપતીસુખ આપણે માટે અશક્ય જ છે. પરદેશીઓના ગુલામ, પરદેશીઓ આગળ જેનું પુરુષાતન ઝાંખું પડી ગયું છે એવા આપણે, પતિ તરીકે પત્ની આગળ પૌરુષભરી ચાલે, ગૌરવવંતા મોંએ કેમ જઈ શકીએ ? ડગલે ડગલે આપણું કલંક આપણી આંખ સમક્ષ તરવરે છે, છતાં શા સુખે આપણે સંતોષ માની ઘરનું આંગણું સેવી રહ્યા છીએ ? આજ સંસારીનો સંસાર અસંતોષના જ પાઠ શીખવે છે.

નવયૌવના પણ, જેની ઉપર પોતે મોહિત થઈ છે, જેના સદ્‌ગુણ તેના હૃદયને આકર્ષી રહ્યા છે, જેના કાન્તિમાન સ્વરૂપને કુસુમાયુધે પોતાનું સાધન બનાવી, તેના દ્વારા જ પોતાનાં પુષ્પ-શર તેની ઉપર ફેંકી તેને વિંધી છે, તે રૂપાળો અને સદ્‌ગુણી દેખાતો પુરુષ, જ્યાં સુધી પરદેશીનું શાસન ખુશીથી સ્વીકારી રહ્યો છે ત્યાં સુધી, તે પુરુષના મુખ્ય ગુણ, પ્રણયી નવયૌવનાના પ્રણયના પોષક પુરુષાર્થથી જ વંચિત છે, તે વાત તરફ કેમ આંખ મીંચી શકે છે ? આંધળો આંધળો પણ કામદેવ, નવયૌવનાને કામાંધ કર્યા પછી પણ, પુરુષમાં રહેલી પુરુષાર્થહીનતા દીવા જેવી ચોખ્ખી દેખાડી આપે છે.

વાત્સલ્યના ભાવથી ઊભરાતો પિતા, પોતાની ગુલામી ભૂલી, પુત્રને જોઇ કેમ રાજી થઈ શકે છે ? જેને તે પોતાના જીવથી વહાલો ગણે છે, જેના સુખ અને કલ્યાણને માટે પોતે પોતાની જાત નીચોવી રહ્યો છે, જેને તે કોમળ ફૂલ ગણી તેના જતનમાં પોતાની જાતને ભૂલી જાય છે, તે પુત્ર જ્યારે મોટો થશે, ત્યારે તેના સુખ અને કલ્યાણનો વિચાર પરદેશીઓના રાજ્યમાં ગૌણ

સ્થાને રહેશે, પરદેશીઓને મોજમજા કરતાં બાકી રહેલા ટુકડા વીણી તેણે સંતોષ માનવો પડશે, માનવ હોવા છતાં તે માનવ-જીવનથી વંચિત રહેશે, અને પિતા પાસે મનગમતી ચીજ હઠ કરી માગનાર તે, મોટો થઈ એક મનુષ્ય તરીકે પોતાનો હક પ્રતિ-પાદન કરવા જશે તો તેના કપાળમાં પરદેશીઓની લાત સરજાયેલી છે, એ ઘટના પિતા કે માતાનું વાત્સલ્ય કલ્પી શકે છે, છતાં તે કેમ શાન્ત બેસી શકે છે?

વિચાર કરતાં, આજ વ્યંડળની વ્યંડળતા સિવાય, દરેકે દરેક વસ્તુ—સ્વાર્થીનો સ્વાર્થ, લોભીનો લોભ અને વિલાસીનો વિલાસ, અસંતોષ અને અશાન્તિના જ પાઠ ભણાવે છે. આપણી આ ગુલામી દશામાં, ભોગવિલાસનાં સાધનો, રહેવા માટેના ભવ્ય મહાલયો, અને આલેશાન મકાનો આપણા માનસિક અધઃપાતના જીવતા જાગતા પુરાવા છે. તે જોઈ હૃદયમાં આનંદના ફુવારા ઊડવા ન જોઈએ પણ અસંતોષની જ્વાળા ભભૂકવી જોઈએ.

આપણા દેશબાંધવોની શાન્તિપ્રિયતા આપણને ડંખે છે. તેથી દરેકે દરેક નવયુવાને જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં, જ્યાં જ્યાં એનો સાદ પહોંચી શકે ત્યાં ત્યાં, એ અસંતોષનો અગ્નિ પ્રગટાવવો જોઈએ. એ અસંતોષમાંથી, એ હૃદયની વેદનામાંથી, એ 'સાત્ત્વિક' સંતાપમાંથી એક દિવ્ય અને ઉન્નતિકર અશાન્તિ પેદા થશે અને તે અશાન્તિ આપણને જે કામ કરવા પ્રેરશે તેને આપણે ક્રાન્તિ કહીશું, દેશસેવા કહીશું, સ્વાતંત્ર્યયુદ્ધ કહીશું. પરદેશી સરકાર તેને રાજદ્રોહ કહેશે!

દરેકે દરેક નવયુવાને, પોતાના ધ્યાનમંત્ર તરીકે પોતાની નજર આગળ મોટે અક્ષરે કોતરી રાખવું જોઈએ કે અસંતોષ એ જ આપણી આશા છે, અસંતોષ એ જ આપણું જીવન છે, અસંતોષ એ જ સ્વાતંત્ર્યયુદ્ધ માટેની ભૂમિકા છે.

# પ્રકરણ ૧૫ મું

## મરણભય

**ક્રાન્તિકારીને** મરણભય ન જ હોવો જોઇએ. જેને જગત મરણભય કહે છે, તેને ક્રાન્તિકારીએ જુદી જ દૃષ્ટિથી જોવાનું છે.

સાધારણ રીતે આત્મોન્નતિ માટે અને દેહના કલ્યાણ માટે મરણભય કાઢી નાખવાનું કહેવામાં આવે છે. અને તેના ઉપાય તરીકે આપણને સારાં કામ, પુણ્યદાન, વગેરે કરવાનું કહેવામાં આવે છે. વળી ભવિષ્યની જિંદગી માટે, પુનર્જન્મ માટે ભાથું બાંધી તૈયાર થવાનું શીખવવામાં આવે છે, જેથી મરણ આવે ત્યારે આપણી પાસે ભાથું તૈયાર હોવાથી આપણે ન ગભરાઇએ.

ક્રાન્તિકારીનું દૃષ્ટિબિંદુ આ ન હોઇ શકે. સમાજની વ્યવસ્થા સાચવવા માટે આપણે ગમે તેમ કરી સીધા ચાલીએ, અને એમ મને કમને પણ સીધા ચાલતાં ચાલતાં આપણે કદાચ આપણી બધી ક્રિયાની પાછળ રહેલી ઘટના સમજી શકીએ અને જાગ્રત થઇએ એ હેતુથી, જગતે પાપપુણ્ય ઠરાવ્યાં છે. આપણા હૃદયમાં રહેલાં ભય લોભ અહંતા વગેરે તત્ત્વોને છોડી આપણી પાસે સમાજ વ્યવસ્થા સચવાવે છે. પાપ કરીશું તો નરકમાં જઇશું, એમ કહી આપણામાંના ભયના તત્ત્વને છેડવામાં આવે છે; પુણ્ય કરીશું તો સ્વર્ગમાં જઇશું એમ કહી આપણામાંના લોભના તત્ત્વને છેડવામાં આવે છે.

આવી રીતે ભય અને લોભના તત્ત્વથી પ્રેરાઈ આપણે જે કામ કરીએ છીએ, તેથી સ્થૂલ ફાયદો અર્થાત્ સમાજને ફાયદો તો જરૂર થાય છે. પણ ઘણી વખત આપણું હૃદય ઉન્નત ન

થતાં આપણામાં એ લોભ અને ભયનાં તત્ત્વોનું પ્રાબલ્ય વધે છે. આપણી દૃષ્ટિ પણ વિશાળ અને સ્પષ્ટ થતી નથી. પરિણામે, આપણે જોઈએ છીએ કે ઘણા સારી સારી વાતો કરનારા, સારાં સારાં કામો કરનારા પણ મરણભય ટાળી શકતા નથી. કારણ તેમનાં સત્કાર્ય અને માન્યતાઓ સ્વાશ્રયી નહિ પણ પરાશ્રયી હોય છે. ક્રાન્તિકારી, પ્રકૃતિની ત્રિગુણાત્મક માયાનો અભ્યાસી હોઈ, તેનાં સત્કાર્ય અને માન્યતાઓ સ્વાશ્રયી હોય છે. અને તે જ ક્રાન્તિકારીની વિલક્ષણતા છે.

આપણે જે દૃષ્ટિથી સ્નેહીના મરણ તરફ જોઈએ છીએ તે દૃષ્ટિ જ આપણી મનોદશાની સૂચક છે. સ્નેહીના મરણસમયની આપણી રડારોળ અને કલ્પાંત આપણાં ક્ષુદ્ર હૃદય અને સંકુચિત વિચારશ્રેણી બતાવી આપે છે. એ હૃદયની ક્ષુદ્રતા અને એ સંકુચિત વૃત્તિ એવા સૂક્ષ્મ સ્વરૂપમાં હોય છે કે આપણે તેને મરનાર પ્રત્યેનો પ્રેમ ગણીએ છીએ. જેમ આપણે વધારે રોઈએ તેમ આપણે મરનાર તરફની આપણી ફરજ બરાબર અદા કરી એમ માનીએ છીએ. તેમાં આપણે હૃદયની એ ક્ષુદ્રતાને પારખતા નથી પણ પોષીએ છીએ.

કોઈના મરણની વાત કરતાં આપણે "બિચારા" શબ્દનો પ્રયોગ કરીએ છીએ, એ આપણું ભયંકર અજ્ઞાન સૂચવે છે. કેમ જાણે આપણે પોતે મરવાના જ ન હોઈએ! આપણે પોતે જ મરણને આધીન છીએ, એક ઘડી પછી આપણે પોતે પણ જીવતા હોઈશું કે કેમ તેની ખાતરી નથી, તો પછી આપણે શા આધારે મરનારની દયા ખાઈએ છીએ? ખરી રીતે આપણે તેની દયા ખાઈ આપણી મર્યાદાનો ભંગ કરીએ છીએ. જે મરનારની સ્થિતિ થઈ તે આપણી પણ મોડીવહેલી થવાની જ છે એ સત્ય તરફ આંખ આડા કાન કરીએ છીએ. ઉપરાંત, મરણ પછીની દશા અકલ્પ્ય હોવા છતાં, આપણે માની જ લઈએ છીએ કે મરનાર

અહીં હતો તેના કરતાં ખરાબ સ્થિતિમાં ગયો. આવું માનવાને આપણી પાસે કાંઈ પણ કારણો ન હોવા છતાં આપણે એમ જ માનીએ છીએ. તે આપણી આંખ આગળથી ગયો એટલા જ ઉપરથી આપણે માની લઈએ છીએ કે તે ખરાબ દશામાં ગયો!

આપણા એ મર્યાદાભંગમાં, અને મરનારને આપણી આંખ આગળ રાખવાના આપણા આગ્રહમાં, અહંતાનું તત્ત્વ ઘણા જ સૂક્ષ્મ ભાવે લાગણીના રૂપમાં રહેલું છે. આપણે જે કલ્પાંત કરીએ છીએ, જે રડારોળ કરીએ છીએ, તે આપણો પ્રેમ નથી પણ આપણામાં રહેલું અહંતાનું તત્ત્વ છે. અને એ કલ્પાંત વધારે ભયંકર ત્યારે જ હોય છે, જ્યારે એ અહંતાનું તત્ત્વ અસંતુષ્ટ હોય છે, અને આપણને લાગે છે કે એ અહંતાને પોષવાનો રસ્તો રહ્યો નથી. નહિ તો મરણ, જેથી જીવ સર્વ પ્રકારનાં બંધન છેદી, સુખદુઃખ, કીર્તિઅકીર્તિ, રાગદ્વેષ વગેરેથી પર થાય છે, તે માટે આપણે કલ્પાંત કેમ કરીએ? પણ આ સત્ય વસ્તુતઃ આપણા હૃદયના ઊંડાણમાં હોય છે, અને તેથી જ આપણને લાગે છે કે મરનાર હવે એવી ઉચ્ચ દશાએ પહોંચ્યો છે કે જ્યાં આપણે તેને માટે કાંઈ કરવાપણું જ નથી રહેતું. આ ઘટના એટલી તો સૂક્ષ્મ રીતે આપણા હૃદયમાં ઊંડે ઊંડે ચાલે છે, અને અહંતા એવી સૂક્ષ્મ રીતે કામ કરે છે કે તેના આવરણથી ઢંકાએલી બધી ક્રિયા, આપણે લેશમાત્ર પણ કળી શકતા નથી. એટલું જ નહિ પણ જ્યારે આપણી પોતાની દશા દયાપાત્ર છે, ત્યારે આપણે મરનારની દયા ખાઈએ છીએ અને પ્રેમને નામે તેના નામની પોક મૂકીએ છીએ!

જે લાગણી અને જે દયા અહંતાના તત્ત્વથી પ્રેરિત છે તે કૃપાભાવ છે. સ્થૂલ કાર્યો પરથી પ્રેમભાવ અને કૃપાભાવ જુદા તારવી કાઢવા બહુ મુશ્કેલ છે. પણ જે પોતાના વિચાર તપાસે છે તે સમજી શકે છે કે પ્રેમભાવ આપણને એમ શીખવે છે કે

આપણા પર અને બીજા બધા પર એકજ તત્ત્વ કામ કરી રહ્યું છે; જ્યારે કૃપાભાવ આપણને ન્યાયાધીશની ખુરશીમાં બેસાડી, આપણી પોતાની જાત પ્રત્યે આપણી આંખ બંધ કરી, બીજા માણસોની સારી કે ખોટી દશાનો નિર્ણય કરવા પ્રેરે છે. પ્રેમભાવવાળો માણસ સમજી જશે કે મરણની બાબતમાં પણ, મરનાર પર પ્રકૃતિના જે તત્ત્વે કામ કર્યું છે તે તત્ત્વ તેને પોતાને પણ નિયંત્રિત કરી રહ્યું છે. તેથી તે સ્વસ્થ અને શાન્ત રહેશે; જ્યારે કૃપાભાવવાળો માણસ, જાણે પોતે એ સ્થિતિનો અપવાદ હોય એમ, મરનારની દયા ખાઈ કલ્પાંત કરશે.

ક્રાન્તિકારી આત્મનિરીક્ષણમાં ઊતર્યા પછી, પોતાના દરેક કાર્યની ભાવનાને તે સમજે છે, તેથી મરણ પછીના કલ્પાંતમાં રહેલો કૃપાભાવ તે સમજી શકે છે અને સ્નેહીનાં મરણ શાન્ત અને સ્વસ્થ ચિત્તે જોઈ શકે છે.

પોતાના મરણની બાબતમાં આપણે મરણને ભયંકર માનીએ છીએ, કારણકે તે પછીની દશાની આપણને ખબર નથી. એ દશાની ભયંકરતાની આપણે કલ્પના પણ કરી શકતા નથી તેથી તે વધારે ભયંકર લાગે છે. પણ ક્રાન્તિકારી તો અદૃશ્યની શોધમાં જ ફરે છે. અદૃશ્ય સુંદર હશે કે ભયંકર એ વિચાર તે નથી કરતો, પણ તે જેવું હોય તેવું જોવા ઉત્સુક હોય છે અને એ જોવાની ક્રિયામાં જ તેને આનંદ હોય છે.

એ સ્થિતિ માટે ક્રાન્તિકારીની આત્મનિરીક્ષા જ કારણરૂપ છે. ક્રાન્તિકારીને આત્મનિરીક્ષાની ક્રિયામાં, પોતાના હૃદયની ભાવનાઓ અને તેની પાછળ રહેલાં તત્ત્વોથી કામ લેવું પડે છે. તે પોતાની બે પરસ્પર વિરોધી ભાવનાને લડતી જોઈ શકે છે. ભાવનાઓના એ વ્યવસાયમાં તેને એક પ્રકારની કાવ્યમયતા દેખાય છે. એ કાવ્યમયતા તેને મુગ્ધ કરે છે. પરિણામે, તે પ્રકૃતિનો પૂજક બને

છે. પોતે જ પોતાના ભાવ તપાસવા, તેમની અથડામણ જોવી, અને તે સર્વની પાછળ રહેલી દિવ્ય શક્તિને ઓળખવી, તેમાં જ એને આનંદ પડે છે. એ રીતે તે પોતે પોતાના કાર્યનો, પોતાના જીવનનો દ્રષ્ટા થાય છે. પોતે એક સાથે બે જીવન જીવતો હોય એમ તેને લાગે છે. જેમ આપણે નાટક જોઇએ, અને તેમાં રહેલાં સારાં નરસાં પાત્રો, તેની વસ્તુસંકલના વગેરે જોઇ, તેની પાછળ રહેલાં રસિકતાપોષક તત્ત્વોને જોઇ આપણી રસવૃત્તિ સંતોષીએ છીએ, અને કવિની કદર કરી તેને ધન્યવાદ આપીએ છીએ, તેમ તે પોતે જ પોતાનું જીવન, તેમાં બનતા સારા ખોટા બનાવો, પોતાના હૃદયમાં ઊઠતી અનેક ભાવનાઓ, એ બધું જોઇ, પોતાની રસવૃત્તિને પોષે છે. તેમાં રહેલા કાવ્યને જોઇ આનંદથી મગ્ન બને છે અને તેના વિધાતા પ્રકૃતિને તે પ્રેમથી હજારો વંદન કરે છે.

તેને પોતાની રસવૃત્તિના પોષણ માટે, કવિઓનાં કાવ્યની જરૂર નથી રહેતી, પણ પોતાના હૃદયમાં જ રહેલો પ્રકૃતિનો મહા-ગ્રંથ તેની આગળ ખુલ્લો થાય છે. અને જેમ જેમ તેનું એક પછી એક પાનું ઉકેલાતું જાય છે, તેમ તેમ તે કોઇ દિવ્ય આનંદથી મસ્ત બનતો જાય છે. તેની રસવૃત્તિ એટલી તો શિષ્ટ અને તીવ્ર બને છે કે તેને અમુક જ થાય તો આનંદ મળે એમ નથી હોતું, પણ જે થાય તેમાંથી આનંદ જ મેળવે છે. પોતે અને પોતાનું શરીર એ બે વસ્તુઓને તે જુદી જુદી જ ગણે છે અને પોતે દરેક વસ્તુથી પર છે એમ માને છે. તેથી તે શરીરને પડતાં સુખદુઃખ એક પરમહંસની જેમ નિર્દ્વંદ્વભાવે જુએ છે.

આવી જાતની રસવૃત્તિ અને રસતૃપ્તિની વિલક્ષણતા તેને હૃદયને ડોલાવનારા પ્રસંગો શોધવા પ્રેરે છે. તેની મહત્ત્વાકાંક્ષા અને તેના પુરુષાર્થની પાછળ, સ્થૂળ ધ્યેય પ્રાપ્ત કરવા કરતાં, હૃદયને ડોલાવવાનો જ હેતુ હોય છે, અને એ હૃદયડોલનમાં તે પ્રકૃતિપૂજા

જુએ છે. આવા બનાવો તેને ક્રાન્તિની ક્રિયામાં જ મળી રહે છે. વસ્તુતઃ ક્રાન્તિ એ જ પ્રકૃતિપૂજા છે.

શરીર અને મન, જેને દુનિયા દુઃખ કહે છે તે ભોગવતાં હોય ત્યારે તે એમની એ દશા તટસ્થતાથી જુએ છે. શરીર અને મન એમાંથી છૂટવા પ્રયત્ન કરે છે તે પણ તે તટસ્થતાથી જુએ છે, અને તેમાંથી છૂટવા તે સફળ થાય કે નિષ્ફળ, ખુશ થાય કે નિરાશ, તે સઘળું જોઈ, તેની પાછળ કામ કરતી પ્રકૃતિનાં અનેક તત્ત્વોને જોઇ, તે પ્રકૃતિની પૂજા કરે છે અને દિવ્ય કાવ્યમયતા અનુભવતો તે તેમાં જ તલ્લીન રહે છે. તેવે વખતે, જો કોઈ દુનિયાના ડાહ્યા કહેવાતા માણસો, તેને પડતાં પાર્થિવ દુઃખો માટે દિલાસો આપવા જશે તો તે દિલાસો તેને સાલશે, તેની રસવૃત્તિ દુભાશે, અને જેમ મધુર સંગીતમાં વાજિંત્રનો ખોટો સૂર દબાવવાથી કર્ણને કર્કશ લાગે એવો બેસૂરો અવાજ સંગીતની બધી મઝા બગાડી નાખે છે, તેમ તે દિલાસો તેને પ્રકૃતિના સુમધુર દિવ્ય સંગીતમાં રસને છિન્નભિન્ન કરનારા બેસૂરા સૂર જેવો લાગશે. એ દિલાસામાં તે જડતા અને કુદરત તરફની બેકદરદાની જોશે.

આવી રીતે પ્રકૃતિપૂજામાં મસ્ત બનેલો તે, પ્રકૃતિના દરેકે દરેક તત્ત્વમાંથી રસ ખેંચવા આતુર હોય છે. જે જે બનાવ બને છે તે તે બાહ્ય રીતે ગમે તેવા લાગે, પણ તેની રસવૃત્તિના પોષક જ હોય છે. આમ પોતે જ, પોતાનો દ્રષ્ટા બની, દેહ અને દેહીનો જીવન-ભરનો સંબંધ જોઇ, દેહ અને દેહીના અનેક વ્યવસાયો જોઇ, તેમાં રહેલા કાવ્યના નશાથી ચકચૂર એવો તે, પ્રકૃતિના વૈવિધ્યમાં જ પોતાની રસવૃત્તિને પોષતો સર્વ કરતાં ઉત્કૃષ્ટ કાવ્યમયતા ભર્યો પ્રસંગ, જ્યારે દેહી દેહને છોડીને જાય, અને દેહની તેમ થવા દેવાની આનાકાની, અને દેહીની મક્કમતા એ બધું જોઇ, આનંદમાં

મગ્ન થઇ પ્રકૃતિને હજારો ધન્યવાદ આપતો, અનેક વંદન કરતો, તે બધી ક્રિયા એક રસિકની તીવ્ર રસવૃત્તિથી જુએ છે.

ક્રાન્તિકારીને મરણભય નથી હોતો, પણ તે વૈવિધ્યનો ઉપાસક હોઈ તેને મરણની દશામાં પણ પોતાની રસવૃત્તિનું પોષણ જડે છે.

આવી જે ઉન્નતિકર ક્રાન્તની ભાવના, તે ભારતના દરેકે દરેક નવયુવાન અને નવયૌવનામાં જાગ્રત થાઓ. ક્રાન્તિ એ જ ભારતના ઉત્કર્ષની ચાવી છે.

" અમર રહો ક્રાન્તિ ! "



# પ્રકરણ ૧૬ મું

## ઉપસંહાર

**આવી** રીતે ક્રાન્તિનો વિચાર કર્યા પછી, દેશની તથા આપણી આવી દશા જોઈ, દરેક નવયુવાન કાંઇક કરવા તત્પર થઈ જાય છે. તે પોતાનું ઘરબાર છોડી, સ્નેહીઓની વિદાય લઇ દેશસેવા કરવા સારૂ કોઈ સારું ક્ષેત્ર નક્કી કરવા નિશ્ચય કરે છે. આ રીત એટલી સામાન્ય અને સર્વમાન્ય થઈ ગઇ છે કે દરેકને—કામ કરનારને તથા જોનારને એ સ્વાભાવિક લાગે છે. તેમ નથી કરતો તે તેમની નજરમાં સાચો દેશાભિમાની નથી; પરિણામે, મૂડી વગરના અને આર્થિક સાધન વગરના માણસો કઢંગી દશામાં આવી પડે છે.

જો આપણે દેશપ્રેમની ભાવના સર્વવ્યાપી કરવી હોય, જો આપણે આખો જનસમુદાય દેશાભિમાની થાય એમ ઇચ્છતા હોઇએ, તો આપણે આ પ્રથા દૂર કરવી જોઇએ. આ પ્રથાને લીધે, દેશસેવકો અને દેશપ્રેમીઓ, જનસમુદાય કરતાં કાંઈક જુદા સંજોગોવાળા, જુદી જાતના માણસો છે, એવી છાપ પ્રજા પર આડકતરી રીતે પણ પડે છે. તેથી દરેક માણસ પોતે હિંદી હોવા છતાં, દેશની પ્રવૃત્તિ સંબંધી ત્રાહિતની માફક ત્રીજા પુરુષમાં જ વાત કરે છે. જેમ ઇશ્વરની ભક્તિ કરવાની મનુષ્યમાત્રની ફરજ છે, છતાં જનસમુદાય સાધુ અને વૈરાગીઓ પાસેથી જ તેની મોટી આશા રાખે છે; તેમ આજે દેશાભિમાન રાખવું એ દેશસેવક, સ્વયંસેવક અને કાર્યકર્તાઓ માટે જ છે એમ જનસમુદાય માને છે. દેશસેવકના 'સિક્કા' સિવાય આપણે કાંઇ પણ વિશેષ પ્રવૃત્તિ ન જ કરી

શકીએ કે આગળ ડગલું ન જ ભરી શકીએ, એવી માન્યતા આજ ઊંડાં મૂળ નાખી બેઠી છે. તેનું કારણ આપણી આ વિચિત્ર પ્રથા છે.

તેથી નવયુવાનોએ, એ સંબંધી ખાસ વિચાર કરવો ઘટે છે. આપણે તો એવો ક્રમ રાખવો જોઇએ કે દેશાભિમાન એ આપણા જીવનમાં નૈસર્ગિક રીતે જ આવી જાય. અને તે દેશાભિમાન માટે, મોટામાં મોટો ભોગ, પ્રાણની પણ આહુતિ, આપણે એક સામાન્ય માણસ તરીકે, સ્વાભાવિક રીતે જ, આપીએ. દેશપ્રેમને લીધે જેલ જવું કે ફાંસીએ જવું એ આગેવાન કે નેતા માટે જ છે, એ કલ્પના કાઢી નાખી આપણે ગૃહસ્થજીવનનો આદર્શ એટલો ઊંચો રાખવો જોઇએ કે એ આપભોગ આપણે એક ગૃહસ્થ તરીકે જ આપવા શક્તિમાન હોવા જોઈએ. એવા આપભોગ આપવાના પ્રસંગ માટે આપણે 'સેવક' હોવાના સંજોગ ખોળવા એ આપણા હૃદયની ઊણપ છે, મનુષ્યજીવનનું આપણું ધોરણ એટલું હલકું છે.

આપણે ગૃહસ્થજીવનનો આદર્શ ઉચ્ચ કરવો જોઇએ, અને દરેક માણસને સ્વાભાવિક એવા કુટુંબને ક્ષેત્ર તરીકે નક્કી કરી, જનસમુદાયમાંના એક રહીને, જીવનનું ધોરણ ઉચ્ચ કરવું જોઇએ.

આપણને કુટુંબ એ શબ્દ માટે ઘણો જ વિચિત્ર ખ્યાલ છે. તેથી જ આપણે એક કુટુંબી તરીકે, એક ગૃહસ્થ તરીકે, એવાં આત્મભોગનાં કાર્ય નથી કરી શકતા. કુટુંબ જેવી ઉચ્ચ સંસ્થાને આપણે એટલી સંકુચિત બનાવી દીધી છે કે સાચું મનુષ્યજીવન, કુટુંબમાં જ રહીને જીવવું, આપણને અશક્ય લાગે છે. એ જ આપણા અધઃપાતનો પુરાવો છે. અને જ્યાંસુધી આપણું કુટુંબજીવન ઉચ્ચ નહિ થાય ત્યાં સુધી સામુદાયિક જાગ્રતિ અશક્ય છે. તેથી આપણે કુટુંબની ભાવનામાં ઊંડા ઊતરવું જોઇએ.

માણસ ગમે તે કરે છતાં કુટુંબ છોડે તો તેણે બીજું એક કૃત્રિમ કુટુંબ ઊભું કરવું જ પડે છે. આપણે આશ્રમમાં જઈએ ત્યાં આશ્રમવાસીઓ જોડે, મઠમાં જઈએ તો મઠવાસીઓ જોડે,

કુટુંબની ભાવનાથી બંધાવું પડે છે અને તેના સંજોગોને આધીન થવું જ પડે છે. જો માણસ હંમેશ ફરતો જ રહે, કોઈ પણ સંસ્થા કે વ્યક્તિ જોડે કુટુંબભાવનાથી ન બંધાય, કોઇ ક્ષેત્ર નક્કી ન કરે તો તે કંઈ પણ કામ કરી શકે જ નહિ. કુટુંબની ભાવના મનુષ્ય-સ્વભાવમાં જ છે, તો પછી કુદરતે નિર્માણ કરેલા કુટુંબને છોડી કૃત્રિમ કુટુંબ ઊભું કરવા શા માટે પ્રયત્ન કરવો?

પ્રકૃતિનો તો એ જ નિયમ છે કે જે આપણી પાસે હોય, નિકટમાં હોય, તેને જ આપણા પ્રેમનો અથવા સદ્‌ગુણનો સ્થૂળ ફાયદો તો જવાનો. ભાવના વિશાળ અને અપરિમિત છે, પણ તે ભાવનાને કાર્યમાં મૂકનાર સ્થૂળ શરીર તો મર્યાદિત હોઈ મર્યાદિત જ કામ કરી શકે છે. માણસ હૃદયથી બધા પર સરખો પ્રેમ રાખી શકે છે; પણ તેની પ્રેમભરી, અમીઝરતી મીઠી નજરનો લાભ તો તેની સામે હશે તેને જ મળશે. લશ્કરમાં લડતા સૈનિકો જે પોતાની પાસે હોય તેને મારે છે, એનો અર્થ એમ નથી કે પોતાથી દશ ડગલાં દૂર ઊભેલા પર તેને ઓછું વેર છે, અને પાસે ઊભેલા પર વધારે વેર છે; પણ તે પાસે ઊભેલાને પાસે હોવાના કારણે જ મારે છે. આ તો વેરની વાત થઈ. તેવી જ રીતે પ્રેમની વાતમાં પણ છે. આપણ સર્વ પ્રકૃતિનાં સંતાન છીએ. ભૂતમાત્ર પ્રત્યે આપણને બંધુભાવ છે, તેથી આપણું હૃદય ભૂતમાત્રને ચાહે, અને પ્રેમથી નમે પણ આપણું સ્થૂળ શરીર તો, આગળ પાછળ અને આજુબાજુ ઊભેલા સર્વ પર સરખો પ્રેમ રાખવા છતાં, પહેલાં તો આગળ ઊભેલાને જ નમશે. દરેક નાના બાળકને જોઇ આપણું હૃદય પ્રેમથી ઊભરાઇ જાય પણ આપણો હાથ તો એકસાથે બધાના માથા પર નહિ ફરી શકે, પણ એકના માથા પર જ ફરી શકશે. આ બધી ઘટનાના પૃથક્કરણમાં આપણે ઊતરીશું તો આપણે સમજી શકીશું કે વ્યક્તિપરત્વેનું આપણું વર્તન એ તો સમષ્ટિ પ્રત્યેની આપણી ભાવનાનું માત્ર સૂચન જ છે.

કુટુંબ એ આપણી સૌથી નિકટમાં નિકટ છે. તેની પ્રત્યેના આપણા વર્તનમાં જ સમષ્ટિ પ્રત્યેની આપણી ભાવના દેખાઇ આવે છે; પણ આજ આપણાં કુટુંબ એ સાચાં કુટુંબ નથી. આપણે તો કુટુંબને આપણી સ્વાર્થી વૃત્તિઓ પોષવા સ્વાર્થથી ભરી દીધું છે, તેને સંકુચિત બનાવી દીધું છે. કુટુંબસેવા એટલે કુટુંબ માટે પૈસો કમાવો, તે સિવાય બીજું કાંઈ આપણે સમજી શકતા જ નથી. પ્રકૃતિનાં સંતાન, પ્રકૃતિની છાયા નીચે ભેગાં મળી આનંદથી રમે એ કુટુંબજીવન કહેવાય; પણ તેને બદલે આપણી મમતા અને સ્વાર્થ એટલે સુધી પહોંચી ગયાં છે, કે આપણાં કુટુંબીઓને, આપણી એ રમતના. આપણા જીવનના ભાગીદાર ન ગણતાં તેના 'સાધન' તરીકે જ માનીએ છીએ. પુરુષ સ્ત્રીને પોતાના વિલાસનું 'સાધન' માને છે; સ્ત્રી પુરુષને, પોતાને માટે પૈસો કમાવી લાવવાનું 'સાધન' માને છે. અને જ્યાં સુધી આપણામાંથી એ 'સાધન'નો ખ્યાલ નહિ જાય, ત્યાં સુધી આપણે ગમે તેટલી મોટી વાતો કરીશું પણ બધું ફોગટ છે. અત્યારે આપણને કોઈ આશ્રમ કે સંસ્થામાં વિશાળ ક્ષેત્ર દેખાય છે; કારણ આપણે એ સંસ્થામાં 'સાધન'નો ખ્યાલ કાઢી નાખી જઇ શકીએ છીએ. પણ જ્યારે આપણે કુટુંબીઓને 'સાધન'ને બદલે 'ભાગીદાર' ગણતાં શીખીશું ત્યારે આપણા જીવનમાં કાંઇ અજબ પ્રભાવ આવશે અને પ્રેમના નશામાં આપણે મસ્ત રહીશું, સાચું મનુષ્યજીવન આપણે ત્યારે જ અનુભવી શકીશું.

કુટુંબની સેવા કરવી એટલે કુટુંબનું પોષણ કરવું એટલું જ નહિ, પણ આપણા જીવનનું ધોરણ ઉચ્ચ કરવું. તેથી જો આજે નવયુવાનો, પોતાના કુટુંબની જ સેવા કરવી શરૂ કરે, અને 'દેશ-સેવક'ના સિક્કાનો મોહ તજે તો તેઓ પોતાની આગળ વિશાળ ક્ષેત્ર જોઈ શકશે. જો દરેક ઘરનો વડીલ દેશાભિમાની હશે, દેશાભિમાન એ કુટુંબજીવનનું આવશ્યક અંગ છે એમ ગણશે, તો

નોખા દેશસેવકોની જરૂર જ નહિ રહે. કુટુંબના ગૌરવ વિષે સ્પષ્ટ ખ્યાલ આવ્યા પછી સ્વાતંત્ર્યયુદ્ધ આપણો નૈસર્ગિક ક્રમ થઇ જશે.

સ્વાતંત્ર્યયુદ્ધ અને સ્વમાનની દરેકે દરેક લડત, બાહ્ય રીતે તો સ્થૂળ ફાયદા માટે, સુખ અને શાન્તિ માટે દેખાય છે. પણ વસ્તુતઃ તો તે, માણસનો પ્રકૃતિના સંતાન તરીકેનો પોતાનો હક પ્રતિપાદન કરવાનો પ્રયત્ન જ છે. પ્રત્યેક મનુષ્ય પ્રકૃતિનો સંતાન હોઇ પ્રકૃતિની સમૃદ્ધિનો સરખે ભાગે હકદાર વારસ છે; તે જ્ઞાન તેને લડાઇ કરવા, ક્રાન્તિ કરવા પ્રેરે છે.

પ્રકૃતિના સાચા સંતાન તરીકે જીવવાની સંસ્થા તે કુટુંબ છે. પરદેશી રાજ્યના અસ્તિત્વને લીધે, તે સંસ્થાના મૂળ હેતુ પર જ પ્રહાર થાય છે તેથી આખી સંસ્થાનું, કુટુંબનું જીવન જ અશક્ય થાય છે. તેથી આપણા કુટુંબનો દરેક જણ સૈનિક જ છે અને આખું કુટુંબ છાવણી સમાન થઇ જવું જોઇએ. આજ આપણે રાજદ્રોહી જીવન જીવવા લડતની છાવણી ખોળવી પડે એ શરમની વાત છે, એ આપણા કુટુંબનું અપમાન છે. આપણે તો આપણાં કુટુંબોને જ દેશાભિમાનની ભાવનાથી, પરદેશી રાજ્યના દ્રોહની ભાવનાથી ભરી દેવાં જોઇએ.

આજ આપણાં કુટુંબ અખંડ રહી શકયાં છે, કારણ તે સાચાં કુટુંબ નથી. પુરુષના નામને લાંછનરૂપ એવા પુરુષોનાં, સ્ત્રીના નામને લાંછનરૂપ એવી સ્ત્રીઓનાં તે બનેલાં છે. પ્રકૃતિનો ઘોર અપરાધ કરી, પીંખાઈ જતી માનવતા ઠંડે લોહીએ જોઇ રહેનાર, જડ હૃદયના માનવતાવિહોણા માનવીઓનાં બનેલાં એ કુટુંબ છે. જો આપણાં કુટુંબ સાચાં કુટુંબ હોત, તો તે કયારનાંયે આજે પરદેશી સરકારની આંખમાં 'ક્રાન્તિકારી સંસ્થા'ઓ તરીકે અને 'ગેરકાયદેસર મંડળીઓ' તરીકે આવ્યાં હોત, અને તેને હાથે ભંગાયાં હોત. આજ તેની અખંડતા એ જ આપણી શરમ છે.

આજ આપણે કુટુંબ છોડી બીજી કોઇ સંસ્થામાં જવાની જરૂર નથી. મહાસભા એ આદર્શ અને સિદ્ધાંતો ઉપદેશનારી સંસ્થા છે; આપણાં કુટુંબ એ આદર્શ અને સિદ્ધાંતો જીવનારી સંસ્થા છે. તેથી આપણે કુટુંબને નામે જ, જ્યારે મહાસભા ફરમાન કરે ત્યારે, કાયદાનો સવિનય ભંગ કરવો જોઈએ. પરદેશીઓની રાજસત્તાના કાનૂનને તોડવા, તેની હકુમત ન માનવી, અને તેને સરકાર તરીકે કબૂલ કરવાનો ઇનકાર કરવો એ સાચા ગૃહસ્થ-જીવનનું એક અંગ છે.

આજની સ્થિતિમાં, આપણે ઘર માંડી જાણ્યું ત્યારે જ સમજવું, કે જ્યારે પરદેશી શાસકના હાથે જ આપણું ઘર ભંગાય. આપણે અનેક કોડભર્યે હૈયે બાંધેલો માળો પીંખાઇ જશે એ વિચારથી કદાચ હૃદય કંપી ઊઠશે, પણ એમ પીંખાઇ જવામાં જ તેની સાર્થકતા છે. આપણે બાંધેલો માળો જ્યારે પરદેશી શાસકની નજરમાં પીંખાવા યોગ્ય થાય ત્યારે જ આપણી માળો બાંધવાની કળા સાચી ગણાય.

આપણે ગૃહસ્થજીવનનો આદર્શ એટલો ઉચ્ચ રાખવો જોઇએ કે આપણાં ઘર જ પરદેશી સરકારની નજરમાં 'ગેરકાયદેસર મંડળી' તરીકે ગણાય. તેમ થશે ત્યારે જ આપણી લડાઇ 'આખરી લડાઈ' થઈ શકશે.

આજના નવયુવાનો એ જાતનાં કુટુંબો રચે, એ જાતનું ગૃહસ્થજીવન જીવે, અને માતૃભૂમિને બંધનમાંથી મુક્ત કરવા, પોતાનું પુરુષત્વ સિદ્ધ કરવા, 'આખરી લડાઈ' માટે કટિબદ્ધ થાય એમ ઇચ્છું છું.

"ક્રાન્તિ અમર રહો!"



# 'પ્રસ્થાન' માસિક

'પ્રસ્થાન' વિષે મારો ઊંચો મત છે. 'પ્રસ્થાન' એક ઉચ્ચ કોટીનું માસિક છે અને તે વાચક વર્ગના આદરને પાત્ર છે.

**કેશવલાલ હ. ધ્રુવ**

પ્રસ્થાને અત્યાર સુધીમાં ગુજરાતી ભાષાની સુંદર સેવા કરી છે. અને હવે તો શ્રી. રામનારાયણભાઇ અનન્ય નિષ્ઠાથી એને ખીલવવાના છે. એટલે 'પ્રસ્થાન' પાસેથી જાહેર સેવાની ઘણી આશા રખાય.

**કાકા કાલેલકર**

હાલ ચાલતાં માસિકોમાં 'પ્રસ્થાન' ઉચ્ચ અને શુદ્ધ ભાવનાઓ સેવારસિક અને માનનીય રૂપોમાં સમર્પવા માટે પ્રથમ વર્ષમાં જ જાણીતું થઈ ચૂકેલું છે. અને એનું કાર્યક્ષેત્ર તેમ એનું વગક્ષેત્ર ઝડપથી વધે એમ અંતઃકરણથી ઇચ્છું છે.

**પ્રો. બળવંતરાય ઠાકોર**

ઉચ્ચ પ્રકારની વિદ્વત્તાવાળું, છાલકાપણા રહિત વિનોદવાળું અને સમાજનો નીતિનો આદર્શ હલકો ન પડે એ વિષે કાળજી રાખનાર સાહિત્ય વાંચવાની ઇચ્છા હોય તેમને 'પ્રસ્થાન' સંતોષપ્રદ માસિક લાગશે એમ મારો મત છે.

**કિશોરલાલ ઘ. મશરૂવાલા**

નૂતન ગુજરાતને વિદ્વત્તા, રસિકતા, દેશભક્તિ તેમ જ વિશાળ દૃષ્ટિ એ સર્વનું આસ્વાદન કરાવનાર આવું બીજું ગુજરાતી પત્ર મારા જાણવામાં અત્યારે નથી.

**પ્રો. કાંતીલાલ છ. પંડયા**

"હાલમાં ગુજરાતી માસિકોમાં સૌથી ઉત્તમ કયું?" એમ મને કોઇ પૂછે તો વિના સંકોચે હું ઉત્તર આપું કે પ્રસ્થાન.'

**ગટ્ટુલાલ ગોપીલાલ ધ્રુ**

## ...ા ટે ના અ ભિ પ્રા યો

*The 'Prasthan' is, in my opinion, easily ..e best monthly in Gujarati. The Prasthan has undoubtedly set up a new standard for our periodicals.*

**N. C. Mehta** I. C. S.

'પ્રસ્થાન' તેના પુરોગામી 'યુગધર્મ'ના આદર્શને મૂર્ત કરવા સફળ પ્રયાસ કરી રહ્યું છે...એના અંકો ઉત્તરોત્તર વિશેષ વૈવિધ્યમય, જ્ઞાનદાયી અને સંગીન બનતા દેખાય છે. —**સૌરાષ્ટ્ર**

ગુજરાતમાં સંગીન વિચારો અને શુદ્ધ અને ઉદાત્ત ભાવનાઓ ...તું અને રાષ્ટ્રવાદનાં આંદોલનોનો પડઘો પાડતું જો કોઇ માસિક ..ય તો તે 'પ્રસ્થાન' છે. —**ગુજરાતી**

ગંભીર, સર્વદેશી અને વિશાળ અનુભવથી રંગાયેલું વાચન જો ...પણ માસિક પૂરું પાડતું હોય તો તે 'પ્રસ્થાન'.

—**સાહિત્ય**

'પ્રસ્થાને' 'યુગધર્મ'ની ખોટ સુંદર રીતે પૂરી પાડી છે એમ કહેવું જોઇએ...'પ્રસ્થાન'નો પ્રચાર ગુજરાતમાં વધેલો જોવાને સાહિત્યરસિકો સ્વાભાવિક રીતે જ ઇચ્છે.

—**પ્રજાબંધુ**

ગુર્જર સાહિત્યમાં બહાર પડતા પ્રથમ વર્ગનાં માસિકોમાં 'પ્રસ્થાન' આગળ પડતું સ્થાન લેવા તેના ગુણકર્મપ્રભાવે સર્વ રીતે હકદાર છે, એની અમારા મત મુજબ કોઇથી ના પાડી શકાય એમ નથી. —**ટાંગાનિકા ઓપિનિયન**

'પ્રસ્થાન' ગુજરાતનાં બધાં માસિકોમાં શ્રેષ્ઠ છે એમ અમે માનીએ છીએ.

—**પુસ્તકાલય**